મહાત્માશ્રી ગાંધીજીના જન્મોત્સવ પ્રસંગે
બહાર પાડેલી

# ભારત ગીતાંજલી.



પ્રકાશક,
રામભાઇ ચુનીલાલ પટેલ.
મોહન વિદ્યા મંદિર,
માંડલ.

પ્રત ૧૦૦૦. આવૃતિ પહેલી.

ઈ. સ. ૧૯૨૧. વિક્રમ સંવત ૧૯૭૭.

કીંમત ૦-૬-૦.

શ્રી આદર્શ પ્રીન્ટીગ પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ
છાપ્યું-નવા દરવાજા-અમદાવાદ.

# પ્રકાશકના બે બોલ.



પ્રેમશૌર્યના અડગ ભક્ત નર્મદે " જય જય ગરવી ગુજરાત " ની ગર્જના કરીને " અરૂણોદયના કુસુંબી રંગ " ની ઝાંખી કરાવી અને ગાડી ગુજરાતના ઉછરતા યુવાનોને નવા યુગના પ્રભાતના ઉછળતા પ્રકાશની છોળમાં નવડાવ્યા, ને ગરવી ગુજરાતનું નામ સાર્થક કરવા પ્રેર્યા. બંગભંગના ખળભળાટથી એ પ્રવાહમાં જોસભેર પુર આવ્યું, ને આખા ગુજરાતમા ફરી વળ્યું હરિ, હર્ષદ ધ્રુવ, ખબરદાર, નાનાલાલ, વગેરે ગુર્જર કવિઓએ તેને વધાવી લીધું, એનાં યશોગાન ગાયાં, ને સાચા ગુર્જર પુત્રોએ ઝીલી લીધાં. સ્વદેશી કીર્તન છપાયાં. લોકો જાગ્યા અને વિદેશીના મોહથી છુટયા. લોકાની નજર દેશના આગેવાનો ઉપર પડી, ને દેશ ભક્તના પૂજન શરૂ થયાં. એ પૂર શમ્યું ન શમ્યું તેવામાં અસહકારની હાકલ વાગી, ને દેશના ખુણેખુણે એનાપડઘા પડયા. એવી હાકલ પહેલાં વાગી નહોતી; એવા પડઘા પહેલા સંભળાયા નહોતા. અર્ધ્યનો ત્યાગ કરવા હાકલ મારનાર આવો અલૌકિક વીર ચક્રપાણિ મોહન વિના બીજો રાજયક્ષેત્રમાં ઘુમતો જણાયો નથી. એની દિવ્ય મોરલીના નાદથી સહુ મોહ્યા, એના તાનમાં સહુ ભળ્યા, અને સાહિત્યના ઉદ્યાનમાં ધર્મ માટે, દેશ માટે યજ્ઞનાં કુરબાનીનાં ગીતના ગુંજનનો ઘોષ સ્પષ્ટ સંભળાયો.

દેશ પ્રેમી સાહિત્ય રસિકોએ રાષ્ટ્રીય ગીતની વિવિધ ગુંથણી રચી અને કોઈ કીર્તન સ્વરાજ્યને અર્પણ થયાં, કોઇ કીર્તન

# અર્પણ પત્રિકા.



અસહકારના રણ યજ્ઞમાં

ઘુમતા વીરોને

સમર્પણ.

પ્રકાશક.



શ્રીમતી સરલાદેવી ચૌધરાણી.

" એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર. "

હિન્દમાતાને અર્પણ થયાં, તો કોઇ વળી સ્વદેશને અર્પણ થયાં. આ અંજલી "ભારત" માતાને અર્પણ છે, ને ખાસ સમર્પણ અસહકારના રણક્ષેત્રમાં પ્રકાશકની સાથે ઘુમનાર જ્ઞાત અજ્ઞાત સહુને—કર્યું છે.

છતાં પણ આ સંગ્રહની રચના બીજાથી તદ્દન જુદી છે મહાત્માજીને બીજા દેશભક્તોની વીર ગર્જનાનો પ્રથમ જવાબ આપનાર–અધર્મીના સંગદોષથી પ્રથમ છુટાં થનાર તો માતાના દેશ પ્રેમી બાળકોજ હતાં અસહકારના વાધા સજી તેમણે સ્વધર્મ, સ્વદેશ, ને સ્વસંસ્કૃતિનાં પૂજન આદર્યાં, ને દેશ ભક્તિની રંગરેલ ઉડાવી રામરાજ્ય સ્થાપનાર રામની સેના જેવા બાળકો માટે મંદિરો સ્થપાયા. એવાજ એક અહીંના મંદિરમાં ગવાતા ગીતોનો સંગ્રહ આમાં છે.

રાષ્ટ્રીય શાળાઓ રાષ્ટ્રીય ભાવના ઉપર જ ઉભી રહે. એ ભાવના પોષાય એવાં ગીતની અછત ઘણી રાષ્ટ્રીય શાળાઓમાં જણાય છે. કોઇ કોઇ શાળાઓમાં તો ફક્ત શબ્દના આડંબરવાળી ગઝલો ગવાય છે. એ અછત મટે, એ દોષ દૂર થાય, ઉચ્ચ રાષ્ટ્રીય ભાવના પોષાય, ને બીજા આવાં મંદિરોમાં એ જ ટહુકો સંભળાય એવી નમ્ર આશાથી આ સંગ્રહ બહાર પાડ્યો છે.

એ આશય પુરો પાડવામાં રાષ્ટ્રીય શાળાઓના અધ્યાપકો મદદ કરી શકે એવી વ્યવસ્થા આ પુસ્તકમાં જણાશે. ગીતની ગોઠવણી ધોરણવાર કરી છે. કન્યાઓ માટે ગીત દરેક જુથના છેવટે મુકયા છે. ઉપરનાં ધોરણોમાં હિન્દી ગીત ગોઠવ્યાં છે. શિક્ષકો તેમની અનુકુળતા પ્રમાણે પસંદગી કરી શકે તેને માટે ગીતની સંખ્યા વધુ

રાખી છે. છેવટનાં ગીત વિનય મંદિરમાં ગાઈ શકાય એવાં છે. પુસ્તકની કિંમત આંકવા પ્રયત્ન કરનાર ઝવેરી તેને કસોટીને પથરે ચઢાવતા પહેલાં એટલું ધ્યાનમાં રાખે એમ વિનંતિ છે કે આ પુસ્તક સોળ વર્ષ સુધીનાં બાળકો માટે છે, ને ગુજરાતી ભાષામાં બાળ સાહિત્ય–ખાસ કરીને રાષ્ટ્રીય–ઘણું ઓછું છે, અને વળી આ નવિન દિશામાં આ પહેલો જ પ્રયત્ન છે.

છેવટે, જે જે પુસ્તકોમાંથી ઉતારા લીધા છે, તે પુસ્તકોનો પ્રસિદ્ધ કર્તાઓનો તથા તેના લેખકોનો આભાર માનવાનું ભૂલીશ નહિ. મારા સાથીઓ તથા વિદ્યાર્થીઓએ પણ ઘણી મદદ કરી છે.

શાળાની વ્યવસ્થામાં તે ખાસ કરી ને આ પુસ્તક છાપવામાં જે તત્પરતાથી હમેશાં મને ઉદાર મદદ કરી છે તેને માટે રાષ્ટ્રીય શિક્ષણ સમિતિના સભ્યોને પ્રમુખનો ઉપકાર માનવાની આ તક હું ન જ જવા દઉં.

સંવત ૧૯૭૭ ના ભાદરવા<br>વદ ૧૨ ને બુધવાર.<br>માંડલ.

રામભાઇ ચુનીલાલ પટેલ.



# ભારત ગીતાંજલી.

## બાળ-વર્ગ.

આપજો, હે પ્રભુ, મીઠી વાણી મને ! રાખજો મારૂ મન ખુબ રાજી !
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો ! સૌની સેવા કરૂં જેથી ઝાઝી !

## બાળ-વર્ગ.

સાચના સિપાઇ. અમે સાચના સિપાઇ; અમે સાચના સિપાઇ૦
સાચ અમારી તરવારોને સાચની બાંધી સવાઇ, અમે ૦
સાચ અમારા લ્હડવઇઆ, તે લ્હડશે સાચ લ્હડાઈ; અમે૦
શુણો અમારા બ્યુગલ વાગે, સાચની હાક છવાઇ; અમે૦
જુઓ અમારી ધજા ફરફરે, સાચની લ્હેરો વાઇ; અમે૦
જામે સાચનું લશ્કર સઘળે, આવો તેમાં ભાઈ, અમે૦

## ખાદીની ટોપી.

મા મને ખાદીની ટોપી અપાવ ખાદીની ટોપી અપાવ–મા મને૦
ખાદીનું પહેરણુ ખાદીની ધોતલી ખાદીની કંથા પહેરાવ–મા મને૦
ખાદીનું દફતર ખાદીના જોડા ખાદીથી સુંદર બનાવ–મા મને૦
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં સ્વદેશી ભણતર ભણાવ–મા મને૦
પ્રીતે પ્રભુજીના ભજનો ગાતાં રેંટીઓ રૂડો કંતાવ–મા મને૦
સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે ખાદીનો મહીમા હું ગાઉં–મા મને૦

---

## પ્રભુના ચેલા.

અમે ઘેલા, અમે ચેલા પ્રભુની પાઠશાળાના.
અમે મેલા, અમે ચેલા પ્રભુની પાઠશાળાના.
અમારામાં કશો ના માલ,
અમે તો મુર્ખ ને કંગાલ;
છતાંયે બાળકો છીએ પ્રભુની પાઠશાળાનાં
અમે ઘેલા અમે ચેલા પ્રભુની પાઠશાળાના.

---

## મારો રેંટીઓ.

ધીમો ધીમો ચાલે રે મીઠો મીઠો ગાજેરે;
રૂડો મારો રેંટીઓ હોજી.
એ રેંટીઆમાં નીકળે દેશોદયના તાર,

એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર,
ધીમો ધીમો ચાલેરે મીઠો મીઠો ગાજેરે.
રૂડો મારો રેંટીઓ હોજી.
ત્રાક રૂડી પંખા રૂડા ઉજવળ તેમાં નાથ,
ઉજવળ પુણી આપતી ઉજવળ મારા હાથ,
દુઃખો સહુ હરતોરે અભયપણે ફરતોરે.
રૂડો મારો રેંટીયો હોજી.
ધીમો ધીમો ચાલેરે મીઠો મીઠો ગાજેરે,
રૂડો મારો રેંટીયો હોજી.

---

## ધોરણ પહેલું.

માજીને મંદિરે જઇ ધરીએ આપણુ ફુલ;
રમીએ રૂડા ચોકમાં મઝા મળશે અમૂલ.

---

નીતિથી માણસ છઇએ, નહિતર પશુથી જઇએ.

---

## સત્યાગ્રહી.

સત્યાગ્રહીઓને સત્યજ પ્રિય છેરે,
સત્ય એજ છે ઉત્તમ દેવ, સૌ સ્નેહે બનો સત્યાગ્રહીરે.
સત્યાગ્રહીઓને સર્વદા ત્યાગ છેરે,
જૂઠ ઇર્ષ્યા કુસંપ તમામ. સૌ.

સત્યાગ્રહીઓ સ્વદેશના ભક્ત છેરે,
દેશ ઉન્નતિ કરે સદાકાળ. સૌ.
સત્યાગ્રહીઓમાં પ્રેમ અપાર છેરે,
દ્વેષ રાખે નહીં કોઇ સાથ. સૌ.
સત્યાગ્રહીઓ સદા નિર્ભય રહેરે,
પરમાર્થી કરે બધાં કામ. સૌ.

---

## ખાદી ખાદી.

પહેરો સહુ જન ખાદી ખાદી, એજ આપણી છે આબાદી. પહેરો.
સારા એતો સુટ્ટ બનાવે જાડી એવી કે બુટ્ટ બનાવે,
શિરોમણી થઇ શિર દીપાવે સુંદર ને સસ્તીને સાદી. પહેરો.
લેંકે સાયરે લાય લગાવે માંચેસ્ટરનાં માન મુકાવે,
અંગ્રેજોને પણ બીવરાવે પરદેશી કાપડની દાદી. પહેરો.
એ ખાદીને ઉત્પન્ન કરતો તારોમાં સ્વરાજ્ય સંઘરતો,
રૂડો રેંટીઓ રાખો ફરતો કરવા દેશતણી આબાદી. પહેરો.
ઈંગ્લિશ ડ્રેસોમાં બહુ મોહ્યા સ્વમાનના સુવિચારો ખોયા,
તેથી દુઃખના દહાડા જોયા હવે આપણી એજ અનાદી. પહેરો.
આજકાલ ફેશન છે એમાં દેશ તણું સહુ ધન છે એમાં,
ભુખ્યાનું ભોજન છે એમાં સ્વરાજ્યની એમાં છે ગાદી. પહેરો.
રંકરાયને એક બનાવે સ્વરાજ્યનો એ ટેક બતાવે,
ઇશ્વરનો વિવેક બતાવે અંતર નિત્ય ધરીએ યાદી. પહેરો.

મનહર દેશોદયને ભજી લ્યો પરદેશી પોશાક તજીદો,
સુંદર ખાદી વસ્ત્ર સજીલો અસહકારી કે સહકારવાદી. પહેરો.

---

## સ્વદેશીની ટેલ.

દેશી દેશી થાય છે, વિદેશી વહી જાય છે,
વિદેશીએ તો વાળ્યો દાટ, શેરીએ ચકલે હાટોહાટ.
સ્વદેશી અમૃતનો ઝરો, વિદેશી છે ભૂખનો મરો;
દેશી ચીજે લીલા લ્હેર, એ દેશીને કરજો ઘેર.
દેશીથી તો થાએ સુખ, વિદેશીએ વાધે છે દુ:ખ;
દેશી વતે ધનના ઢગલા, પહેરવાને પુષ્કળ ડગલા.
ગૌમાતા તો થાશે સુખી, જેના દુઃખે દુનીઆ દુઃખી;
દેશી વસ્તુ જો સજશો, પરદુઃખ ભંજન આપે થશો.
લાખો જણ વિણ વસ્ત્રે ફરે, ભૂખના દુઃખથી તે તો મરે;
કોણે ઓઢયાં ને પાથર્યા, વિચાર એવા જેણે કર્યા.
ખલક સુખ તેણે ખારૂં ગણ્યું, દેશને ઢાંકવા કપડું વણ્યું.
અહિંસા ધર્મ સેવન જો થશે, તુરત અંગ્રેજો નાસી જશે.
કાયરતાનો વખત આ નથી, સ્વરાજ્ય તમે સ્થાપોને મથી;
મહાત્માનું જે વચન જ હોય, કદી નિષ્ફળ જવાનું ન હોય.
સ્વયં સેવકો ટેલે ફરો. દેશી ભાવના જાગૃત કરો;
અરજ એટલી ધ્યાને ધરો ટેલીઆને ટેલથી મુક્તિ દો.

---

## એક ઝાડની ડાલ.

( અમે સહુ એક ઝાડની ડાલ )

નથી જુદાઇ અમે સહુ ભાઇ, એક માતનાં બાલ—અમે ૦
હિંદુસ્તાન છે દેશ અમારો ભારતી માત અમારી;
અર્પણ કરીએ તેને માટે જાન અમારી પ્યારી—અમે ૦
હિંદુ મુસલમીન પારસી ખ્રીસ્તી એવી જાત અનેક;
જાત જુદી છો રહી અમારી પણ અંતર છે એક—અમે ૦

---

## બીજું ધોરણ.

નસોમાં લોહી ભારતનું, શરીરમાં અન્ન ભારતનું;
મુખે છે ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું;
અમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું.

નીતિ તુંબી ભવસિંધુ તરાવે.

---

## ભારતનાં સંતાનો.

ભારતનાં સંતાન, અમે તો ભારતનાં સંતાન,
છે ભારતનો દેહ અમારો (૨)
ભારતના આ પ્રાણ—અમે તો.
પ્રબલ પરાક્રમ દાખવી કરશું (૨)
સદા લોક કલ્યાણ—અમે તો.

માનવ સુખના સૌ રિપુઓને (૨)
દળશું કરી ઘમસાણુ–અમે તો.
અધમ ગુલામીને દૂર કરવા (૨)
અર્પણુ કરશું પ્રાણુ–અમે તો.
આત્મબળ છે ભારત યશ ધ્વજ (૨)
અમ સૌનું સન્માન–અમે તો.
હે ભારત મૈયા ! કરશું તુજ (૨)
જગમાં ઉંચું સ્થાન–અમે તો.

---

## બ્રહ્મચારી

ખરે ઉનાળે ભેગાવામાં પગે ઉઘાડે ચાલી શકે,
ખરે શિઆળે પરોઢીઆમાં શીતળ જળથી નાહી શકે;
ખાડી ખડીઆવાળા ડુંગર ચાર પાંચ ગાઉ ચડી શકે,
સીધી સડકે પાંચ સાત ગાઉ હર હમેંશાં ચાલી શકે;
નદી વાવને કુવા તળાવો નિર્ભય થઇને તરી શકે,
જમીન ઉપર શાંત ચિત્તથી ઉંઘ મીઠી જે ચાખી શકે;
મંદવાડનું નામ ન જાણે ખરી ભૂખે વિણુ જમે નહિ;
ખોટા ખાણુા ખોટા પીણુા સ્વપ્ને પણુ સંભારે નહિ;
બ્રહ્મચર્યની રૂડી રક્ષા પ્રસન્ન ચિતે કરે સદા,
શુદ્ધ સ્વતંત્ર વિચાર કેળવી વર્તન એવું રાખે સદા;

જાગો જાગો પ્યારા બંધું ઉંઘ છોડીને ઝટ જાગો,
વિદ્યાર્થીની સાચી મૂડી બ્રહ્મચારી થઇ સંભાળો;

---

## સાચો સત્યાગ્રહી.

પ્રીતે તમારા પ્રેમના અહિં આદર્યો પૂજન અમે;
સાચા શુરા સત્યાગ્રહીને આજે પધારો મંદિરે,
સમશેર, ભાલા, બંદુકોને તોપ ગોળા બૉબના;
સત્યાગ્રહીને નથી સાધન કસ્યાં એ કામના,
સત્યાગ્રહી શસ્ત્રાગ્રહી સ્વપ્ને વાંગા તે નથી;
સત્યાગ્રહી શસ્ત્રાગ્રહીનો મેળ ખાવાનો નથી,
સત્યાગ્રહી ખમશે દુઃખો આવી પડે જે ઉપરે;
સ્વરાજ્ય સાચું પ્રાપ્ત કરતાં મરણથી તે ના ડરે,
પોલીસ ગુપ્ત સી. આઇ. ડી કદી ખોટી રીતે જો નડે;
સત્યાગ્રહી સાચો કદીએ હાથ ઉંચો નવ કરે,
કદી જેલમાં રાખે ભલે પગ હસ્તમાં બેડી જડે;
ખોરાક પૂરો ના મળે પણ નહિ લડે એ નહિ લડે,
એવા મહાત્મા ગાંધીજીના આદર્યાં પૂજન અમે;
સાચા શુરા સત્યાગ્રહી આજે પધારો મંદિરે.

---

## ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત ગણાયું ગાંધીનું ગુજરાત,

ગુર્જર દેશે વિરલ મૂર્તિઓ વિમલસરલ સાક્ષાત;
દર્શનથી કંઈ ચેતન પ્રગટે જોતાં એની જમાત;
જેના સાચા સાધુઓ ભ્રાત–ગણાયું.
સાબરમતીના સુંદર તટપર પ્રકટયું નૂતન પ્રભાત;
મોહન તુજ સત્યાગ્રહ બંસી સુર સુણી સઉ જાત,
કરે છે મીઠી ઐકયની વાત–ગણાયું.
દેશ ભક્તિને રાજ્ય ભક્તિની સાચે સાચી વાત;
નિર્ભયતાને સત્ય વચનની દીક્ષા દઇ તેં તાત;
બનાવ્યું નવલું ગુજરાત–ગણાયું.

---

## ગુજરાત માત ચરણે.

ફુલ પાંખડી ધરાવો ગુજરાત માત ચરણે,
પંચામૃતો ઢળાવો ગુજરાત માત ચરણે;
ધૂપ દીપ ચંદનાદિ પૂજાર્થ સિદ્ધિ સાધી,
ધૂન યોગ પુન્ય આદી ગુજરાત માત ચરણે;
આદર્શ આસવાદી યશ કીર્તનો અનાદિ,
પાવન ધરો પ્રસાદી ગુજરાત માત ચરણે;
શીરપર વિશુદ્ધ કીર્તિ હૃદયે સ્વદેશ પ્રીતિ;
ધરશું ત્રિકાળ જીતી ગુજરાત માત ચરણે;
ચિત્ત સત્ય તત્ત્વ ચાહી બની સાચના સિપાઈ,
ધરશું વિજય પતાકા ગુજરાત માત ચરણે,

નિસા ફીટી ન મેરી ઉસા ખીલી અનેરી;
આશા પ્રભાતે ઉરની ગુજરાત માત ચરણે,

## જય સ્વદેશ.

જય સ્વદેશ જય સ્વરાજ્ય, જય પ્રભુ પ્રજા સમાજ,
પ્રોજ્જવલ પરમાત્મ રાજ્ય, સર્વહિત ભર્યું સામ્રાજ્ય;
સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય. જય.
એક દેશ એક સાધ્ય અંતરે એકજ અવાજ;
જન્મ દેશ જીવન તાજ. જય.
દેશ કાજ દેશ દાઝ દેશ બંધુતાની લાજ;
પ્રેરો પ્રભુ દેશ આજ. જય.

## ત્રીજું ધોરણ.

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ! ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ—જય મંગલ ૦
સત્યથી સચવાય સ્વત્વ, સમજીને થઇ પ્રવૃત્ત,
ઘુમએ ઝઝુમી જંગ તો મચાવીએ—
જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ.—

॥ सत्यं वद ॥ સત્ય સમાન સુધર્મ નહિ.

## પ્રાર્થના.

પ્રભુના ચરણે શિરતો ઢળતાં અમ અંતર આજ પ્રફુલ્લ થતાં
સહુ પાપ તણી પ્રભુ માફી દીજે શુભ બુદ્ધિ બહુ અમ અંતરદે.
શુચી સ્નેહ તણાં પ્રભુ મંત્ર દીજે દીનદાઝ સદા ઉરમાં ઉભરે
પરહિત મહીં નિત જીવનની ઝરણી વહજો દીનબાળતણી,
શુભ ભાવ ધરૂં શુભ વાણી વદુ શુભ કામ કરૂં શુભનામ જપું;
બળ બુદ્ધિ વળી ધન માલ સહુ પરહિત મહીં ખરચું પ્રભુહું
તનમાં મનમાં બળ સિંચન તું કરી દે અમ અંતર વિકસતું
જગતાત શિરે નીજ હાથ ધરો પછી બાળકને ભય હોય કશો.

---

## સ્વરાજ્ય સ્વારી.

આવે છે રે આવે છે સ્વરાજ્ય સ્વારી આવે છે,
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય સ્વારી આવે છે.
દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું
થાઓ લાયક ત્યારે જોવાનું
શું બાળક ચાંદો માગે છે–સ્વરાજ્ય
'તડપાડી રાજ્ય અહીં કરવા'તા
ઇલ્કાબ ખિતાબો ધરવા'તા
કાઉન્સીલે ફારસ કરવાતાં–સ્વરાજ્ય
પંજાબ ખિલાફતથી ચેત્યા

ગાંધીજી અસહકાર ચઢયા
ધ્વજલીલો લાલ ચઢાવે છે—સ્વરાજ્ય
જુલ્મીના હાથ પડયા હેઠા
ફાંદાઓ વિધવિધ લઇ બેઠા
પણ નહિ ચાલે એ નહિ ચાલે—સ્વરાજ્ય
હરિ લાજ હવે તારે હાથે
વ્રત મોટાં લીધાં તુજ સાખે
બળ દે કદીના પાછા હઠીએ—સ્વરાજ્ય

---

## ભારતમાતાની આરતી.

જયમાત જયમાત, જયભારત માતા, મા જય ભારત માતા,
સર્વ મળી સંતાનો તુજને નમીએ મા— જય૦
તેત્રીશ કોટીમાં તારા સંતાનો, મા તારા સંતાનો,
તુજ સેવાને અર્થે કેડ કસી મચીએ. જય૦
સ્વતંત્રતા દેવી આજ પરાધીન થઇ, મા આજ પરાધીન થઇ,
સ્વતંત્ર કરીને કરવા પ્રાણાર્પણ કરીએ. જય૦
વ્હેમ અને અજ્ઞાન ગરીબાઇ સાથે, મા ગરીબાઇ સાથે,
પીડે છે અમને બહુ તેને દૂર કરશું. જય૦
તુજ સંતાનપરે જુલ્મ ઘણા ગુજરે, મા જુલ્મ ઘણા ગુજરે,
ભુખ્યાં તરસ્યાં રડવડે લઠથડીઆં ખાએ. જય૦

પરદેશે પિડાય તારા સંતાનો, મા તારા સંતાનો,
સ્વાર્થી જુલમી લોકો રાક્ષસ થઇ કાઢે. જય૦
નથી સહન થાતા આવા કષ્ટ હવે, મા આવા કષ્ટ હવે,
શ્રદ્ધા વિર્ય અમોને રગે રગે ભરી દે. જય૦

---

## ભરતભૂમિને કાજે.

મારી ભરતભૂમીને કાજે હું શું શું કરૂંરે.
ઉદય થયો ઉદર એનાથી, તન પોષું અન્ન જળ જેનાથી;
અંતે આશ્રય આપે હું જ્યારે મરૂંરે—મારી.
કેળવણી દઇ સર્વ કળામાં શ્રેષ્ઠ મનાવ્યો જન સઘળામાં;
અંક રહી વિધવિધ વૈભવથી ઉછરૂંરે—મારી.
વિપત્ત સમયમાં વ્હાલ વધારી, દઇ ધીરજ દુઃખથી લે તારી;
જનની બાંય ગ્રહીને સુખે સંચરૂંરે—મારી.
મહદા ભારે મનમાં ધારી, તન મન ધન નાખુ ઓવારી;
લૂણહરામી મટવા શ્રમ સાચો કરૂંરે—મારી.

---

## જય જય બોલો હિંદુસ્તાન.

હર હર હર મહાદેવ પુકારો અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને જય જય બોલો હિંદુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો એ પર જાન કરો કુરબાન,

ત્રીસ કોટી ભારતના તનુજો જય જય બોલો હિંદુસ્તાન.
એક કુટુંબી ભાઈ આપણે માતા ભારતનાં સંતાન,
હિંદુ પારસી મુસલમીન સૌ જય જય બોલો હિંદુસ્તાન.

મંદિરને મસ્જીદ બન્ને છે ઇશ્વરકેરા ઉંચાં ધામ,
ભાઇ ભાઈમાં ભેદ ન હોયે જય જય બોલો હિંદુસ્તાન.

પુનઃ આપણી ભારત માતા જગમાં પામે ઉચું સ્થાન.
વિશ્વ સકળની ધર્મ માત એ જય જય બોલો હિંદુસ્તાન.
એક નેકને એક ટેકથી કરો એકતા કેરૂ પાન,
રગરગમાં સત્યાગ્રહ રેડી જય જય બોલો હિંદુસ્તાન.

ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો ફરકાવો ઉંચા નિશાન,
સ્વરાજ્યના ડંકા ગગડાવી જય જય બોલો હિંદુસ્તાન.

દૈવી યુદ્ધના શાંત સૈનિકો સ્થુળ બળનું હરવા અભિમાન,
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને. જય જય બોલો હિંદુસ્તાન.

તલવારો બંદુક ભાલાથી ઉંચાં છે આત્માના સ્થાન,
શરીર પડે પણ એતો અમ્મર. જય જય બોલો હિંદુસ્તાન.

વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી તત્પર છે કરવા સન્માન,
માતૃ વેદીમાં પ્રાણ અર્પીને. જય જય બોલો હિંદુસ્તાન.
હર હર હર મહાદેવ પુકારો અલ્લાહુ અકબર રહેમાન,
હિંદુ મોસલીમ એક થઇને. જય જય બોલો હિંદુસ્તાન.

## ખાદીની ટોપી.

હિન્દતણા આકાશે આજે અધર્મના અંધકાર મહિ,
ચંદ્રસમી ચળકેને ચમકે. ઉજ્વલ એ ખાદીની ટોપી.
અસહકારની ઉજ્વલ પ્રતિમા દેશ પ્રેમનું ઉજ્વલ દર્પણ;
સ્વરાજ્યની વળી ઉજ્વલ આશા. ઉજ્વલ એ ખાદીની ટોપી.
કોઇને પણ નહિ પરાધીન સ્વતંત્રતાનું એજ નિશાન,
સ્વતંત્ર શિરને એજ સુહાવે. ઉજ્વલ એ ખાદીની ટોપી.
ઘોર જુલમથી નહિ ડરનારી પ્રભુ વિણ કોને નહિ નમનારી,
સત્ય ધર્મને ન્યાયથી શોભે. ઉજ્વલ એ ખાદીની ટોપી.

---

## ચોથું ધોરણ.

જનનીભૂમિ જયકાર ગજવીએ, બનીએ ઉજ્વલ સન્ત;
ધુમીએ ધરીને બ્રહ્મચર્યની ધ્વજ તેજસ્વી મહન્તઃ
અમે તો ભરતભૂમિનાં બાલ.
मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव ॥

---

## ભરત ભૂમના બાળ.

અમે તો ભરત ભૂમિના બાળ, અમોને કેવલ એપર વ્હાલ;
નિરંતર કેવલ એપર વ્હાલ.
સ્વર્ગ સમીપર ભૂમિ સુંદર ભલે રસમાં રમનાર;

અમ અંતરમાં એને તેજે, પળભર નહિ ચમકાર;
અમે તો ભરત ભૂમિના બાળ.
રંક ભલે રહી માત અમારી, તદપિ તે અમ પ્રાણ;
હૈયા ગેલ સલૂણા દેતી; શીખવે ઉન્નત ગાન,
અમે તો ભરત ભૂમિના બાળ.
અવર ભૂમિની ભૂરકીમાં નહી ભરત અમે ભૂલનાર;
પરમાતાના લાડ લુખેરા, તે શું દુઃખ દળનાર.
અમે તો ભરત ભૂમિના બાળ
અનેર વૃત કંઇ અમે ઉજવશું ઝમતા સૂર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર;
અમે તો ભરત ભૂમિના બાળ.

---

## અમારી નિશાળ.

શાળા અમારી તિર્થ ભૂમી જ્ઞાન ગંગા ત્યાં વહે.
શીક્ષા ગુરૂ ત્યાં દેવ છે ત્યાં શારદા તો ધ્યાય છે;
સંગીત નીતિ જ્ઞેય છે અભ્યાસ ભક્તિમાં રહે. શાળા
શાળા અમારી પુલવાડી ત્યાં સુવાસ સુશીલતા
આનંદ ગમત ખેલવાની અંગને વિકસાવતી શાળા
શાળા અમારી રાજધાની શારદા રાણી તણી
વ્હાલાં અમે બાળો અમોને નિરખી રાજી ઘણી. શાળા
આ યજ્ઞ વેદી યત્નની છે રંગ ભૂમી ઉમંગની

જયવંત ક્ષેપ્રની પુણ્યની સર્વસ્વ સૌ ઉરમાં બની શાળા
શાળા અમારૂં સ્વર્ગ છે નિશાળ નંદનવન છે
ત્યાં દેવના દર્શન છે દેવી ગીરા સુપ્રસન્ન છે શાળા

## હવે તો જાગો !

ભારત ભૂમિ જાય રસાતળ ઓ ભારત તન જાગોરે.
આર્યતનુજ તેજસ્વી બળીયા લાંબા થઇ શું સૂતારે;
જાગો કુળજાતિ પર પ્યારા હાય.પડે છે જુતા; રે ભારત.
જે દેશમાં પરદેશી લોકો, રાતા થઇ શું ફરતારે;
તે દેશનાં બાલુડા તમને ખાવાના પણ સાંસારે, ભારત
લાખો જન રોળાઇ જાવે, નિજ દેશોને કાજેરે
મારો હિંદ કહે નહિ કો જન એ દેખી ઉર ફાટેરે, ભારત
ઉજ્જવલ કીર્તિ આર્યજનોની જાહેર જગમાં જુનીરે;
આપ છતા ભુંસાઇ જાયે, વાત ન નાની સૂનીરે. ભારત.
દેશી માલ નજરે નવ આવે વિદેશે મન મોહ્યુંરે;
ફેશન ફાસો ઘાલી હાથે જીવન સાધન ખોયુંરે ભારત.
ભ્રાતૃભાવ ગયો ભુંસાઇ કલેશ ઉછેર્યો ભાવેરે;
હું ઉંચો તું નીચો હા ? શિવ, કેમ અધમતા નાવેરે. ભારત

## વીર હિન્દીઓને સંદેશો.

રણુ મેદાને ચડયા તો મરવું કે ઇચ્છિત કરવું,

એ વીર પ્રતિજ્ઞા શૂરા પગલું પાછળ નવ ભરવું
સુકાની સંભાળજે નૌકા; તરંગો ઉછાળશે નૌકા.
ખડકમાં પછાડશે નૌકા, સમુદ્રો ડુબાડશે નૌકા.
ખાવાનું નથી, કામ વિકટ છે; રણ સાગર તરવું.
એ વીર પ્રતિજ્ઞા શૂરા ! પગલું પાછળ નવ ભરવું.

ઉખડશે તે જડની સાથે, લટકશે તે થડની સાથે;
ભીડવું છે ભડની સાથે, કામ અહીં છે ધડની સાથે,
માથું હાથમાં લઇને લડવું જીતવું : કે મરવું
એ વીર પ્રતિજ્ઞા શૂરા ! પગલું પાછળ નવ ભરવું.

---

## કો મૂઢાત્મા હરામી !

જીવે શું હિંદમાં એવા કો મૂઢાત્મા હરામી !
ન બોલ્યા મુખ "મારો દેશ આ મુજ માતૃભૂમિ",–જીવે શું
ઝાકળના મોતીસમાં જીવો તે કંગાલ,
ઠાલા આવ્યા ગયા ભૂલી પત્થરવત ભૂલાલ–
ખરંતા પીપળાનાં પાંદડાંની પેઠે એતો
કીડી મંકોડીના સમાન કાય તે નકામી–જીવે શું
હોય ખિતાબો છો ઘણા અઢકળ ધન ભંડાર
લુખી કીર્તિ હો ભલે મૃગજળવત નભનાર–
મળે તે માટી નીચે જે થકી અવતાર ધાર્યો,
કરે ધણીતણા જ્યમ બેલ ફેરા અંધ પામી–જીવે શું

તેના મૃત્યુ પાછળે કોઇ ન રડતી આંખ
જીભ ન ગાતી નામને માન તણી નહિ ઝાંખ,

---

## મંત્ર વંદેમાતરમ્.

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વંન્દે માતરમ્,
મૃદુલ સુખકર દુખહારી મંત્ર વંન્દે માતરમ્;
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વંન્દે માતરમ્,
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વંન્દે માતરમ્.
ઓજમયબલ કાંતિમય સુખ શાંતિ વંન્દે માતરમ્,
ગતિપ્રદાયક અતિસહાયક મંત્ર વંન્દે માતરમ્;
હરઘડી ઘરબાર હો હરનામ વંન્દે માતરમ્,
હરદમ હંમેશાં બોલીએ ગુરૂ મંત્ર વંન્દે માતરમ.
જપીએ નિરંતર શુદ્ધ મનસે મંત્ર વંન્દે માતરમ્,
સોતે સમય ખાતે સમય કલગાન વંન્દે માતરમ્;
આઠો પહોર દિલમેં રહે મૃદુતાન વંન્દે માતરમ્,
મુખસે હૃદયસે રાતદિન હો જાપ વંન્દે માતરમ્.
તેગસે શિરભી કટે ભૂલો ન વંન્દે માતરમ,
મ્હોંતકી ઘડીઆં ગુજાદો નાદ વંન્દે માતરમ્;
જેલમેં હો તો જપો શુભ તાન વંન્દે માતરમ,
બેડીયાં ઝંકાર દે શુભ તાન વંન્દે માતરમ્.

તીર ગોલી તોપકી હૈ આઠ વન્દે માતરમ્,
કર્ણકા ૬૯ કવચ હૈ એક શબ્દ વન્દે માતરમ્;
વિશ્વ વિજયી શત્રુ વિજયી, મંત્ર વન્દે માતરમ્.

## मातृभूमिने चरणे.

ए मातृभुमिनेरे चरणोमें शिरनमाउं
मैंभक्तिभेट अपनी तेरी शरणमें लाउं ॥
माथे पैतूहो चंदन छाती पैतुहो माला
जिह्वा पैगीततूहो मैं तेर नाम गाउं ॥
जिससे सुपूत उपजे श्रीरामकृष्णजैसे
उस तेरी धूलिको मैं निज शिस पैं चढाउं ॥
मानी समुद्र जिसकी धूलिका पान करके
करता है मान तेरे उस पैरको मनाउ ॥
वेदेश मानवाले चढ कर उतरगये सब
गोरे रहे न काले तुझको ही एक पाउ ॥
सेवा में तेरी सारे भेदोंको मूळ जाउं
वह पुण्य नाम तेरी प्रतिदिन सुनुं सुनाउं ॥
तेरेहि काम आउ तेराहि मंत्र गाउं
मन और देह तुंझपर बलिदान मैं चढाउं ॥

## 'દેશી જીવન.'

દેશીજીવન ગાળો બ્હેનો દેશીજીવન ગાળો;
પરદેશી હવે ટાળો- બ્હેનો.
પોષાયા છે પ્રાણ તમારા દેશ હવાપાણીથી;
દેશ ખોરાકે દેહ ટકયો છે દેશ સકળ દુ:ખદાયી-બ્હેનો.
પરદેશી કાપડ પહેરીને દોલત દેશની ટાળી;
દેશ કારીગર ભૂખે મરતા જીવનદોરી બાળી-બ્હેનો.
અહીનાં કાલાં ચરખે લોઢી હાથ તાંતથી પીંજો;
શુદ્ધ રેંટીએ સુતર કાંતી દેશી કપડાં પહેરો-બ્હેનો.
લાખો કારીગર પોષાશે તમ દેશી રહેણીથી;
અંતરની શુભ આશિષ દેશે માનો વચન વિવેકી-બ્હેનો.

## "પરમપુજ્ય મહાત્માશ્રી ગાંધીજીને ચરણે."

પ્રથણુ હું સમરૂં શારદા ઘરે આવોને;
ગુણ ગાવા મોહનદાસ મોહન ઘરે આવોને.
તમે ગણુપતિ છો ગુજરાતના ઘરે ,,
કાઠીઆવાનના કોહીનુર મોહન ,,
તમે સોરટના છો શીરોમણી ઘરે ,,
જય ભારતના ભડવીર મોહન ,,
છો કર્મયોગી કુરૂક્ષેત્રના ઘરે ,,

ગોપાળકથી (છો) ગોપાળ મોહન આવોને.
તમે સત્ય યુગના શ્રીરામ છો ઘરે ,,
કલિયુગ વિષે છો કૃષ્ણ મોહન ,,
તમે યોગીમાં યોગીન્દ્ર છો ઘરે ,,
પુરૂષોમાં પુરૂષોત્તમ મોહન ,,
તમે રાજમહીં રાજેન્દ્ર છો ઘરે ,,
ફકીરોમાં મસ્ત ફકીર મોહન ,,
તમે સાંઇમાં શુદ્ધ ગોસાંઇ છો ઘરે ,,
ભારત ઉદ્ધારક નાથ મોહન ,,
તમે પ્રતિજ્ઞામાં પ્રહલાદ છો ઘરે ,,
નિશ્ચયમાં ધ્રુવ કુમાર મોહન ,,
શુદ્ધ ચારિત્ર તપના તેજથી ઘરે ,,
કર્યો મોહિત ભારતદેશ મોહન ,,
તમે સત્યાગ્રહ આશ્રમ બાંધીઓઘરે ,,
સરિતા સાબરને તીર મોહન ,,
તમે ભુમિ ગગન ભેયાં કર્યાં ઘરે ,,
જે હિન્દુ મુસલમાન મોહન ,,
તુજ અગાધ શક્તિ દેખીને ઘરે ,,
અચરજ પામ્યું યુરોપ મોહન ,,
તમે ગાંધીવડું ખુબ ખીલવ્યું ઘરે ,,
નીરી જોઈ ભારતની નાડ મોહન ,,

તમે ગોળી ગળાવી સ્વતંત્રની ઘરે આવોને.
કરવા ભારત ઉદ્ધાર મોહન ,,
તમે મંત્ર બતાવ્યો મુક્તિનો ઘરે ,,
ઓળખાવી અહિંસાની રીત મોહન ,,
તમે સ્વતંત્ર થાવા શીખવ્યો ઘરે ,,
ઉત્તમજે અસહકાર મોહન ,,
આગેવાની કરીને ઘણી ઘરે ,,
ખાતાંના ખોટાં માન મોહન ,,
તંતુ તેજે ઝાંખા પડયા ઘરે ,,
મનના મોળા જે મવાલ મોહન ,,
એમ ગુણ ગણના ભંડાર છો ઘરે ,,
સમતા સાયર ગંભીર મોહન ,,
ગાંધીજી આવો અમ આંગણે ઘરે ,,
કરો પાવન માંડલ ગામ મોહન ,,
કરજોડી નરહરિ વિનવે ઘરે ,,
તુમ ચરણ તણો જે દાસ મોહન ,,

## પાચમું ધોરણ.

તું જ જીવન, અમ તું સર્વસ્વ તું જ સુધાનો સાર;
મૂર્તિમતી વત્સલતા દેવી તું સુરલોકનું દ્વાર.

નંદનવન શી વ્હાલી રે, અમને ત્હારી ઝુંપડી.
જન્મ ભૂમિવત પાવી રે, શણગારી શું ઝુંપડીઃ-
દુઃખીઆનો વિસામો રે, માડી ત્હારી ઝુંપડી.

---

॥ परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

---

## ધો ૫

## અસંતનો ત્યાગ.

નારાયણનું નામજ લેતાં વારે તેને તજીએ રે
મનસા વાચા કર્મણા કરીને લક્ષ્મિ વરને ભજીએરે ના
કુળને તજીએ કુટુંબને તજીએ તજીએ માને બાપરે
ભગિનિ સુતદારાને તજીએ જેમ તજે કાંચળી સાપરે ના
પ્રથમ પિતા પ્રલ્હલાદે તજીયો ન તજયું હરિનું નામરે
ભરત શત્રુઘ્ને તજી જનેતા નવ તજ્યા શ્રી રામરે ના
ઋષિ પત્નિ શ્રી હરીને કાજે તજેલા ભરથારરે
તે માટે કાંઇ કુડું ન પડીયું પામ્યા પદારથ ચારરે ના
વૃજ વનિતા વીઠલને કાજે સર્વ તજીને વન ચાલ્યારે
ભણે નરસૈ વૃંદાવનમાં મોહન સાથે માલ્યારે. ના

---

## કેસરીયાં.

હવે શા માટ કરૂં ભગવાં બહુ તો સોહું કેસરીયાં.

રમું રંગે ઘુમું જંગે સ્વદેશ પ્રેમને સંગે
અમારી શેલીએ કફની જટાએ એવિભૂતિ બનિ,
અલખ આ દેશ એહધુની અમે એ જોગી જંગી મુની.
ખરૂ તાદાત્મ્ય એકાત્મ્ય સ્વદેશોદ્ધાર—મહાત્મ્ય,
રમે હૃદયે ઘુમે સઘળે નસે નસે લોહી સાથે બળે.
હવે શા માટ નિરાશા વૈરાગ્ય આદિ સૌ ફાંસા,
અમારી એહ હરિ લગની ભરત દુઃખાર્તિ ચિંતા મણી
ઉદય જયરંગ જસ ડંકા કરો ધુમો મુની બંકા,
ન પાછા પગ કંઇ ધરવા ઉઠાવો હાથ હિત કરવા.

---

## તહીં આ શિર ઝુકે છે.

જહાં નિજ સ્વાર્થના બંધો તુટયા જ્યાં હે ફકીરી છે;
સ્વીકારી સેવના જેણે તહીં આ શિર ઝુકે છે.
ચહે જે સાચને દિલથી મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે તહીં આ શિર ઝુકે છે.
ગણે ના ખોફ સત્તાનો ગણે ના જે સ્તુતિ નિંદા.
ઝુકે જે લોકના હિતે તહીં આ શિર ઝુકે છે;
વિરોધીરે વિપત્તિમાં હજારો બંડની સામે.
સમરમાં કેશરી ગાજે તહીં આ શિર ઝુકે છે.
પ્રજાને દેશની કીર્તિ તણી જેને ખુમારી છે.
ઉજાળે જન્મ ભૂમીને તહીં આ શિર ઝુકે છે.

ટકાવા ટેક સ્વાભિમાન આપે આહુતિ સહુની;
બિરૂદ જે મર્દનું ધારે તહીં આ શિર ઝુકે છે.
ગણ્યું ઘર દેશને જેણે કુટુંબી દેશીઓ માન્યા;
વહાવી પ્રેમવી ધારી તહીં આ શિર ઝુકે છે.
વિભૂતિ દેશને ચરણે ધરી નિષ્કામ ભાવોથી;
કરે કુરબાની જીવનની તહીં આ શિર ઝુકે છે.

---

## ગુજરાતનું રાષ્ટ્રીય ગીત.

વ્હાલું વતન ગુજરાત અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત;
સ્વર્ગ ભૂમિ સાક્ષાત અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત.
પારનેર ને પાવાગઢ સમ પ્હાડો જ્યાં રળિયાત;
પુણ્ય પ્રભાવે નદી નર્મદા તાપી વહે દીન રાત. અમારૂં
કરણરાજને સિદ્ધ રાજએ ગુજરાત ના નાથ
નિજ પરા જ્યોતિ થકી કરી ગયા ઉજયાળુ ગુજરાત. અમારૂં
નરસિંહ મીરાં કૃષ્ણ સુદામા અશોક પ્રભુ અવતાર;
પુણ્ય પગલીએ પાવન કીધી દિવ્ય ભૂમી ગુજરાત. અમારૂં
સાક્ષર ભૂમિ રાજનગર ત્યમ સુરત અને નડિઆદ;
નર્મદ બાલ કલાપી ગોવર્ધન દલપત પ્રખ્યાત. અમારૂં
ભારતીય સામ્રાજ્ય તણો એ બાહુ અડગ વિખ્યાત;
અન્ય પ્રાન્ત બંધુઓ સાથે વિહરશે ગુજરાત અમારૂં.

---

## અમારી મૈયા.

એ ભૂમિ અમારી મૈયા અમારી
કોણુ અવર કહેશે નિજની ન દેઉં ઉચરવા.
એ સ્વદેશ માટે કારણુ યજ્ઞે
પ્રાણુ આહુતિ દઉં સજની ન ચાહું ઉગરવા—એ ભૂમિ
પારાધીન થઇ ટપલા સ્હેવા
ટાલ પડે શિર શરમ ભરી ભલું એથી મરવું—એ ભૂમિ
ગુલામ કાફ્ર કાયર પદવી
પણુવામાં ઉછર્યો તે ફાલે ફ્ળે—બળેથી ઉકળી હાયે
શાં કહેણું
હિન્દુ કાળા નામે ઠરી ભલું એથી મરવું—એ ભૂમિ
શકે ન કાંઈ કરી એ બાળક
મરદ મૂછ મુખ હજુ ન ખીલી હાય શાં મહેણું—એ ભૂમિ
નથી રાંકડા નથી બાયલા
નથી રહેવા નિત્ય દાસ સૂજ્યાં કયમ ગાજી ન કહીએ—એ ભૂમિ

---

## આત્મ શ્રદ્ધા.

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની
તુટે જંજીર લોખંડી તમારી આત્મ શ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો તે ખસી જાશે;
બિયાબા માર્ગ દઈ દેશે તમારી આત્મ શ્રદ્ધા તો,

ઉતરવા સાત સાયર જો તમારા પત્થરો તરશે;
વિના નૌકા સફર થાશે તમારી આત્મ શ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો ન વાયુ પાન પાસે છો;
વિના પાંખે ઉઠી જાશો તમારી આત્મ શ્રદ્ધા તો.
થશે વિદ્યુતને વાયુ તમારા દાસ અગ્નિ એ;
વરસશે મેહ માગ્યા જો તમારી આત્મ શ્રદ્ધા તો.
હજારો રોગની જ્વાળા દવાના બૂંદના વિના;
બુઝાસે શાંતિ સિંચાશે તમારી આત્મ શ્રદ્ધા તો;
દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે;
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મ શ્રદ્ધા તો.
જીગરની બાળ હઠથી તો વિઠોબા દુધ પીએ છે;
પ્રગટશે પત્થરે પ્રભુજી તમારી આત્મ શ્રદ્ધા તો.
પ્રભુ પ્રહલાદને માટે વસેલા લોહના થંભે;
સદા સાન્નિધ્યમાં રહેશે તમારી આત્મ શ્રદ્ધા તો.
મદોન્મત્ત સિંહને વ્યાઘ્રો ઋષિના ચર્ણ ચાટે છે;
તજે હિંસારી હિંસાને તમારી આત્મ શ્રદ્ધા તો.
ઝરંતાં ઝેર ભુજંગો ફણાને છત્ર શીર ધરશે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મ શ્રદ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ;
તમારે કંઠ આરોપે તમારી આત્મ શ્રદ્ધા તો.

---

## જય ભારતી.

જય ભારતી જય ભારતી જય ભારતી જય ભારતી
અમૃત ઝરણુ વરસાવનારી માત જય જય ભારતી—જય.
તુજ હૃદય પટમાં રામ જેવા ધર્મ ધારકનર થયા
વીર ભીષ્મ અર્જુન કર્ણ તારા નામને ગજવી ગયા
સ્મરણાં જલી આપે ગીતા મહા કૃષ્ણ પ્રભુજીની ઇહાં
સાક્ષી ભૂતે ચાણુકય મહા મુની વ્યાસના વેદો રહ્યા
ગુણ ગાય હર્ષે શિવ જેના શિષ ગંગે ગાજતી—જય.
શીતલ ગિરિવર શ્રૃંગપર ઋષીઓ સમાધી સાધતા
બળ બુદ્ધિના પ્રેરક સદા તુજ શક્તિને આરાધતા
જે સત્યતા નીતિ જ્ઞતા ધર્મીષ્ઠતા ધારી હતા
મહાદિવ્ય જેના રજકણો અદ્યાપી હૃદયે સ્પુરતા
જ્ઞાની મહાવિજ્ઞાની નર માતા સદા તું ધારતી—જય.
પરમાર્થી વિક્રમના શુરા ઝણકાર કાને આવતા
શ્મશાનથી રણ ઘોષ શુરા આજપણ સંભળાવતા
નાનક ગુરૂ ગોવિંદના સુત્રો અલૌકિક લાગતા
ઉર ઐકયના મહા મંત્રજેથી આજ પલ પલ જાગતા
તુજ શક્તિનાં સ્મરણો થતાં રસના અધિક ઉચ્ચારતી—જય.
બંધવ બન્યા ઈસ્લામી હિંદુ આજ તુજ શરણે રહી
અકબર તણી પોષેલ વેલી આજ નવ પલ્લવ બની
ઉર હિત કરવા પરસ્પરે શુભ ઉર્મિઓ ઉછળી રહી

કૃતાર્થ કરતું કાર્ય જનની ઉરથી આશિષ દઇ
જય દિવ્ય શક્તિ ધારિણી જયજગ્તમંગલ કારિણી—જય.

---

## "રેંટીઆ સ્તોત્ર."

પ્રાચીન અમારા દેશનો ઉદ્યોગ ગૃહનો રેંટીયો,
ઘર ઘર ફરી જાગૃત કરો પાછો મુકેલો રેંટીયો. ૧
મૃત પાય ભારત દેશનુ છે એક અમૃત રેંટીયો;
ભારત તણા સૌ રોગનું છે એક ઔષધ રેંટીયો. ૨
લાખ્ખો નિરાશાની મહીં આશા કિરણ છે રેંટીયો,
ભારત તીમિર દળ ભેદિને ચમકી રહ્યો છે રેંટીયો. ૩
મશ ગુલ થઈ એ સુરમાં સહુ ફેરવો આ રેંટીયો;
સ્વધર્મની સેવા તણી છે ભવ્ય મૂર્તિ રેંટીયો. ૪
મંદિર અને મસજીદમાં પધરાવજો આ રેંટીયો,
સાઠ કોટિ દ્રવ્યનો રક્ષક પિતા છે રેંટીયો. ૫
દુષ્કાળનો પણ કાળ છે આ કાળ ભરતો રેંટીયો:
ભૂખ્યા કરોડો ભાંડુ છે અન્નપૂર્ણા રેંટીયો. ૬
ટાઢે થથરતાં રંક જનનો વસ્ત્રપૂર્ણા રેંટીયો,
પંજાબ ખીલાફતનો ન્યાય પૂર્ણા રેંટીયો. ૭
આ શસ્ત્રહીન પ્રજા તણો છે શસ્ત્ર પૂર્ણા રેંટીયો;
અસહકાર કેરા યુદ્ધમાં આયુદ્ધ અમારો રેંટીયો. ૮
ચક્ર સુદર્શન સમો રમરમ ફરતો રેંટીયો,
બની કૃષ્ણ વીર તનુ ભરતનાં ચાલુ કરો આ રેંટીયો. ૯

કુરૂક્ષેત્રમાં કૌરવદળો થર કાપશે આ રેંટીયો,
લાજશે કેશર તણી લુંટાવશે આ રેંટીયો. ૧૦
માન માન્ચેસ્ટર તણાં મુંકાવશે આ રેંટીયો;
રાવણરીપુ રણુ રોળી સીતા લાવશે રેંટીયો. ૧૧
ચેતન પુવારા દેશમાં ઉરાડતો આ રેંટીયો,
મરૂ ભૂમિને રસ બસ કરી ફુળ રુપ કરતો રેંટીયો. ૧૨
સ્વરાજના નિશાનમાં ચીતરાવજો આ રેંટીયો;
આત્મ શુદ્ધિનો અલૌકીક મંત્ર મોંઘો રેંટીયો. ૧૩
ખાતાં પીતાં સુતાં અને વળી સ્વપ્ન માંહી રેંટીયો,
રટણુ કરજો રાતદીન બસ રેંટીયોને રેંટાઓ. ૧૪

---

## भारतमाताकी वीणा.

जननी भारत आज हमको मधुर वीणा सुना रही है,
स्वतंत्रताका राग गा कर मानो अमृत पीला रही है. जननी.
सैंकडों वर्षोंसे हमथे भाग्य हीके फेर मैं,
उसकी निर्भरता छुडा कर स्वावलंबन सिखा रही है. जननी.
था निराशाका भयानकभुत जो हम पर चढा,
राष्ट्रके संगीत बलसे शीघ्र उसको भगा रही हैं. जननी.
फीर भलामैं दीन ताके शब्द कैसे कहशकुं,
जबकी माता मीठे स्वरसे शक्ति मंत्र पढा रही है. जननी.

# अमारी प्रतिज्ञा.



भारत हमारा देश है हित उसका निश्चय चाहेगें;
उसके हितके कारणे हम कुछ न कुछ कर जायेंगें.
भारत हमारी मातृभुमि उसका ऋण हमपर बडा;
उसके मीटानेके लीये हम कुछ न कुछ कर जायेंगें.
भारतके दुःख प्रद अवनतिपर क्यों न अश्रु बहावेंगें,
उनके हटाने केलीये हमकु कुछन कुछ कर जायेंगें.
धर्म विद्या ओर धनसे उन्नति भारतकी होवे;
उस उन्नतिके मार्ग मैं हम कुछ न कुछ कर जायेंगें.
संसारके उद्धार हेतु कृष्ण जन्मे जेल मैं;
तो फिर भलाक्यों डरेंगें कुछ न कुछ करजायेंगें.
चाहों कितने कष्ट हमको क्यों न हो उसके लिये;
सब सहेंगें भर मीटेंगें कुछ न कुछ करजायेंगें.



## સ્વતંત્રતા ક્યારે ?



એક દિવસ એવો આવશે, ત્યારે સહુ દુઃખ જાશે;
જ્યારે સ્વધંત્રતા દેવી રે ઘેર ઘેર રોજ પુજાશે—એક દિવસ૦

નાનાં મોટાં બાળક સહુ જ્યારે એ નામ લેશે,
રોમેરોમ ઉભાં થઈ નાડીમાં શૌર્ય વહેશે—એક૦
નાનાં શિશુ સ્તનપાનમાં પય એનુંજ પીશે,
બાળક સાથે મા ગોઠડી જ્યારે કરશે એ વિષે—એક૦
દેશાભિમાનનાં બીજ જે વાવ્યું માતે ને તાતે,
પાળી પોષી ઉછેરશે શિક્ષક જ્યારે સુરીતે—એક૦
દેશાભિમાનમાં ગીતડાં જ્યારે ઘેર ઘેર ગવાશે,
દળતાં ભરતાં સન્નારીઓ, એકુ વાંસળીએ વાશે—એક૦
જ્યારે પહાડોમાંથી હિંદના પડઘા એના સુણાશે,
જ્યારે વાયુ ને નીરમાં દેશભક્તિ ઉભરાશે—એક૦

---

ઘો ૬.

## સ્વદેશ ભક્તિ

સ્વદેશની ભક્તિરે; કે કોઇ વિરલા જાણે
સ્વતંત્રતાના રસનીરે
લ્હેજત કોઇ પરમાણે
ત્રણે પદાર્થ છે દેશ ભક્તિમાં
ધર્મ અર્થ વળી કામ
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ
મોક્ષ એ સુખ કેરૂં ધામ

કે રૂચે નહિ બીજું રે
મસ્ત એ દેશ અભિમાને સ્વદેશની
માટે સ્વદેશીઓ બંધુ મારા
ધરી અંતર આ ઉપદેશ
ભરત ભૂમિ પામી ઉદય દિનો દિન
ઉજળી રહે હંમેશ
કે એમ કરો ઉદ્યમરે
ચુંકો ન ચોટ નિશાને સ્વદેશની

---

## ભારત વીરના યશોગાન.

સ્વતંત્રતાનું તાન સ્વર સાંભળતામાં ચઢે
વાગી હિન્દુસ્તાન મોહન તારી મોરલી
સત્યાગ્રહનો મંત્ર એ મોરલીમાંથી અવે
ભારત બને સ્વતંત્ર મંત્ર તણી એ ભાવના
સાંભળતાં એ નાદ મુક્ત થયા નિદ્રા થકી
અમે કોણુ એ યાદ ભારત સંતાનો કરે
સ્વદેશ સેવા કાજ કષ્ટ સહન તેં કંઈ કર્યા
હિંદ ભૂમિની લાજ ટાન્સ વાલમાં તેં સાચવી
ચંપારણ્યે આપ પધારતાં શાન્તિ થઈ
મજુરના માબાપ મદદગાર ખેડુતના
હે ગાંધી ગુણવાન ભરત ભુમિના લાડકા

મ્હારૂં હિન્દુસ્તાન મધુર મંત્ર ત્હારો અહા
સ્વદેશની જે સેવ સ્નેહ થકી કરતા સદા
તે દુનિયાના દેવ તે ટોળા માંહી મળ્યા
તન મન ધન ત્હેં ભ્રાત ભારતને અર્પણ કર્યું
અસહકારનો મંત્ર હિંદ હિત કાજે કર્યો

---

## વીર દેશ ભક્તનું પૂજન.

આવો અમારા :દેશમાં પુજન તમારૂં થાય છે
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે આવો.
જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે
તે સત્યવાણી અભયવરદા એકલો પૂજાય છે આવો
જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે. આવો
જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છપર દુઃખ આગળે
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહીં પુજાય છે આવો
જેને હજારો દુઃખ દેશની અર્થ પુષ્પ સમાન તે
એ પુષ્પના ભરગુચ્છની મદમાંલમાં મ્હેકાય છે આવો
તે વીર ધીર મહંત પ્રેમી આવજો અમ મંદિરે
જ્યાં હિંદના ભકતોતણું છે આદર્યું પૂજન અમે આવો
કુંકુમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી
અમ ગરીબજનના હૃદયને અભરે ભરો અમીધારથી આવો

# અમે હિંદી હિંદી હિંદી.

અમે ભરતભૂમિના પુત્રો અમ માત પુરાણુ પવિત્ર,
રે જેનાં સુંદર સુત્રો ઝળકાવે ઉચ્ચ ચરિત્ર
અમ અંતરને ઉદ્દેશી કરશું હોકાર હમેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ.
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ
પળ પળ અમ ઉરનિધિ એ શી હા ઉછળે ઉર્મિ અશેષ
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
ક્યાં હશે હિમાલય જેવો ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ
ક્યાં મળે અલૌકિક એવા સહુ દેશ તણાં બહુ રંગ,
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી કરતા પ્રભુ પંથ ઉજેશ;
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા ક્યાં ગજર્યો અર્જુન ભીમ,
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા બળ દાખવવા અસીમ;
રે ભુલીએ તે શી રીતે અમ અંતરથી લવલેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.
નથીરે જીવવું પરઆશે છે પારકી આસ નિરાશ,
નથી કર ધરવો કોપાસે સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી અહીં દે અમને ઉપદેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.

ધમ ધમ ધરણી ધ્રુજાવશું અમ દેશ તણાં કરી ગાન,
જય જય જય નાદ કરીશું દઇશું મોંઘા અમ પ્રાણ;
એ ભક્તિ વસી ઉર તેવી દેજો શક્તિ પરમેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.

---

## જન્મની સાર્થકતા.

જનની સેવનનો મધુ મધુરો અવસર કયાં મળેરે,
અવસર કયાં મળેરે, જગ જીવ્યું ફળેરે. જનની૦
નવનિધ લાડે નિશદિન ઝુલવે ઉર હીરપાતી હૈયે હુલવે
અલ્પ સાટું પણ અમિત ભારનું કયાં વળેરે. જનની૦
પ્રભુપુર ગૌરવ વદને મલકે મંજુલ મોહક અંતર ઝલકે,
નવનવ સાજે સીખ દે સાને પળેપળેરે. જનની૦
ઉત્તમ શોણિત જનની કાજે રેલાયે શું વધુ કેવાશે,
કિસ્મત કયાંથી ભારતી હિત કાયા ઢળેરે. જનની૦

---

## સિંહનાં સંતાન.

સિંહનાં સંતાન છો તરણું મુખે ધરશો નહિ,
જગવંદ્ય ભારતમાતનાં પદ પંકજો તજશો નહિ. સિંહનાં.
હાકલ પુરાણા હિંદની નભમંડળે ગાજી રહી,
બળિયા મહા મનુદેવ છો ભયભીત લેશ થશો નહિ. સિંહનાં.
નિષ્કાળ આતમભોગ વીણ સ્વાતંત્ર્ય કો દિ ન સાંપડે,

સ્વાતંત્ર્ય વિણ શ્રેયસતણી આશા ઉરે ધરશો નહિ. સિંહનાં.
ધર મૌન ના, માડી! હવે વાણી ઉઠી નવજીવનની
જ્યોતિર્જવંલંત અખંડ બસ પ્રગટાવજે ભારત મહીં;
પ્રગટાવજે ભારતમહીં પ્રગટાવજે ઘટઘટ મહીં. સિંહનાં.

---

## વીર જાગો જાગોરે.

હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શું નવ ચિરાય;
માત રૂદન કયમ ખમાય,
સુજન જાગો જાગોરે.

ક્રાન્ત વદન કરમ્યું હાય,
અબલ બનેલ ધ્રુજત પાય;
કમર કઠિન નવ રખાય,
શો સજેલ વાગોરે.

છિન્નભિન્ન શી જણાય,
અનુપમ માત હિન્દ હાય;
રાત દિન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝેરે.

રિબત માત કયમ ઉંઘાય,
ભવ્ય મનન કરી સહાય,
અધમ દ્વેષ પટકી પાય;
હિન્દ ઐક્ય સાધોરે.

રમ્ય હિંમ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય;
હામ તો પ્રભુજી સ્હાય,

વીર જાગો જાગો રે.

---

## ભારત સૈનિકનું ગીત.

સુતાતા બાણુ શય્યામાં પિતામહ ધર્મને કાજે,
સહીશું ને વહીશું સહુ અમે અમ દેશને કાજે;
જીરવશું ઝેરના પ્યાલા ગણી સાકર સમા મીઠા,
ખમીશું ઝુઝશું જીતશું પડીને મૃત્યુના મુખમાં.
અમોને દેશની સેવા એ એકજ એક સુખ છે હા,
ખરેખર દેશની સેવા છે દુર્લભ દેવને પણ હા;
ઉઠો જાગો બોલાવો મા નગારા યુદ્ધના લાગે,
ગાજે છે તોપ દુશ્મનની કસોટી વીર છે આજે.
ભભૂક્તા તોપના ગોળાની પહેરીશું અમે માળા,
અમે શસ્ત્રોના સાગરને અને અગ્નિ તણી જ્વાળા;
ઝીલશું ને જીરવશું હા અમારા દેહના કવચે,
અડગ અમ હાથ ને હૈયાં અમારા દેશની ફરજે.
અમર અમ દેહને આત્મા અમર અમ ધર્મને કીર્તિ,
અમર અમ માત ભારતને અમર અમ દેશની પ્રીતિ.

---

## મેરા વતન.

મેરા બતન વહી હૈ મેરા બતન વહી હૈ,
વહતી જહાંપે ગંગા યમુના કી સ્વચ્છ ધારા
ઋષિયોને જિસકે તટપર ઇશ્વરકા થા વિચારા. મેરા.
પૈદા હુએ જહાંપર શંકર સે બ્રહ્મચારી,
વિદ્યાકે બલકો જિસકે માને હૈ સૃષ્ટિ સારી. મેરા.
સિયારામકી હો ભક્તિ તુલસીકા દેવી ગાના,
હુએ સૂર ભી યહીં પર જીન કૃષ્ણ યશ બખાના. મેરા.
ભારતકી ગોદ ખેલે બડે શૂરવીર ભાઇ,
રણભૂમિમેં જિન્હોને થી વીરતા દિખાઇ. મેરા.
હૈ સત્ય યહ સંદેશા કુછ દુઃખ નહિ રહેંગે;
સબ ભારતીય મિલકર પ્રસન્ન હો કહેંગે. મેરા.
ભારત વતન હમારા ભારત વતન હમારા;
મેરા વતન વહી હૈ મેરા વતન વહી હૈ. મેરા.

---

## માજીનું સ્તોત્ર.

સ્વર્ગંગા સેંથો મા ત્હારો માનસસર શિરમણિ રૂપાળો,
ભાલૅત્રિવલ્લિ વિમલ હિમ–હારો જય જય મા મ્હારી;
ઝુલે જાહ્નવી સિંધુ કાને રેવા મહાનદી કટિસ્થાને,
કાવેરી તોડા ઠેકાણે જય જય મા મ્હારી,
રામેશ્વર એડીએ ચળકે પુરી દ્વારિકા કાશી ઝળકે,

મા ત્હારી વાળીની ઠળકે જય જય મા મ્હારી.
સપ્તશૂલ પંજાબ એક કર પરશૂ અરવલ્લી બીજેકર
તેગ લટકતી સહ્યાદ્રિ કટિપર જય જય મા મ્હારી.
રામ સૌમ્ય તુજ દ્રગપલકારો બુદ્ધ ઉદધિ ઉરનો ધબકારો,
ગુરુ ગોવિંદ પ્રકોપ પુંફાડો, જય જય મા મ્હારી.
ભક્તિ ગાનધુનિ માને વ્હાલી એ સ્વરબ્રહ્મ વિષે લે તાળી
અગણિત માની સંતપ્રણાળી જય જય મા મ્હારી.
દિવ્યચક્ષુ જ્યારે મા ખોલે જ્ઞાનસમાધિપ્રકાશજ ઢોળે,
વ્યાજ પતંજલિ શંકર બોલે જય જય મા મ્હારી.
શું શું મા તુજ સ્તવું વખાણી યુગ યુગ રાજરતનની ખાણી
અશોક અકબર વિજયા રાણી જય જય મા મ્હારી.

---

## નિર્દોષીને કેદખાનું.

દીવાલ પત્થરની ભલે નહી કેદખાનું થઈ શકે!
સળીયા ભલે લોઢા તણા પિંજર કદી નહિ લાગશે!
જો મન હશે નિર્દોષ મારૂં શાંતિમાં રહેશે સદા!
એ પાંજરૂં એ કેદખાનું તિર્થ જેવું લાગશે!
જો પ્રેમ અંતરમાં હશે સ્વાતંત્ર્યમાં દીલ ઝુકશે,
તો અંતરીક્ષે દેવ જેવું હૃદય છુટું થઈ જશે.

## છઠ્ઠું ધોરણ.

અમર અમ પ્રેમમય આત્મા, અમર અમ ધર્મ ને કીર્તિ,
અમર અમ માત ભારતને અમર અમ દેશની પ્રીતિ.
ઓ માત અમે સહુ ત્હારા, તુજ કીર્તિ અમારે સર્વ;
રજની ભારત જ્યમ તારા રાખે રજનીનો ગર્વ.
દે હાક ને ખુણે ખુણેથી ધસશું સૌ હારોહાર;
ઓ ભારતમાત ! પુકાર !

---

## હિંદનું ભવિષ્ય.

માજી હવે ઉજળી થાશે રાત, અંધારી આથમી રે લોલ,
વ્હાણુલાં વાશે થાશે પ્રભાત દુઃખડા જાશે શમી રે લોલ;
માજી તારા ઘાયલ પુત સપુત સુતેલાં જાગશે રે લોલ,
માજી થાશે ઝાઝો ઝંઝાપાત જાતસુખ ત્યાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીરધીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેશરી માડશે રે લોલ;
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી બે છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.
જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન થયો રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર અધમ ઉદ્ધરશે રે લોલ;
જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણા રે લોલ;
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશે રે લોલ,
જીતશે કુડકપટનાં ખેલકુડ ત્યાં ધૂળ થશે રે લોલ.
માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દુધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ;
મંદ મૃદુ હિમાળાના વાયુ ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગદોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ;
ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો પાક કણુના કળશી થશે રે લોલ.
માજી એવા મોં માંગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક કરેલી જશે રે લોલ;
માજી તારો ભાગ્ય–સવિતા ભર્ગ સિચતો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદ પુનમના ચંદ્રસમો મધ્ય સ્થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશે રે લોલ,
માજી તારો જય જય જયકાર જગત ત્રણુ ગાજશે રે લોલ.

---

## સાતમું ધોરણુ.

અમે લીધી ફકીરી આ અમારા દેશને કાજે;
જગાવી ઇશ્કની ધુણી અમારી હિંદને કાજે.
તમોને છે પડી ટેવો મજેહારી ઉડાવાની;

અમારી એ બુરી આદત માતૃસેવા ઉઠાવાની.
અમો મસ્તાનના મસ્તાનની એ ઓર મસ્તી છે;
અમારો આ અમારી હિંદને કાજે જ હસ્તી છે.

---

॥ यतो धर्मः ततो जयः ॥

---

## ગુજરાતનો તપસ્વી.

એ તપસ્વી છે સાબ્રમતિના ઉંચા કિનારાનો;
રિદ્ધિવંતા રાજનગરની હવેલીઓનો એ યોગીંદ્ર છે અવધૂત.
એ તો સંસારી સાધુ છે, ગૃહસ્થ થઈ સન્યાસ પાળે છે;
નિરંતર દુઃખને ન્હોતરતો, એશિઆના એક મહાયોગીન્દ્ર ઇશનો.
એ અનુજ છે નાનકડો, પરપીડા પ્રોછી પ્રજળનાર;
મહાવૈષ્ણવોનો એ વંશજ છે, શ્રીનગરમાં જાણે નરસિંહ મહેતા.
હૈયામાં એના હોળી સળગે છે, જ્વલંત અંગારા જેવી
છે એની આંખડીઓ;
વદને વિરાજેલી છે વિષાદ છાયા; દેશની દાઝથી દાઝે છે.
છણછણતી એની દેહલતા, વિરોધિઓ પ્રતિઓ પ્રેમીલો;
शाठं प्रत्यपि सत्यम् બોધનાર.
અન્યાય સામે યે ઉગામમાનો અનુયાયી,
દેહથી દેહી જયવંતો છે નો આચર નાર;
દુઃખતી તપતી આ દુનિયાનો દરવેશ છે તે.

## वंदे मातरम.

સુજલાં સુફલાં મલયજ શીતલાન્ ।
શસ્ય શ્યામલાં માતરમ્ ॥ વંદે માતરમ્ ॥
શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનીમ્ ।
ફુલ્લકુસુમિત દ્રુમદલશોભિનીમ્ ।
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્ ।
સુખદામ્ વરદામ્ માતરમ્ ॥ વંદે માતરમ્ ॥

---

## "વંદે સુમાતરમ્"

વન્દે વન્દે સુમાતરં અમારી રે,
કામધેનું તું માતરં અમારી રે.
વેદ રૂપ ટીલી કંકુની તુલ ભાલ ટગમગે,
રૂપ વેદ રૂપ કંઠ હીરાહાર ઝગમગે.
ઉપાંગ અંગ કંકણો બે હાથ ખણુખણે,
ષટશારવ સુંદર ઝાંઝરો બે ચર્ણ ઝણુઝણે;
ફળદ્રુપી રસાળ લીલી સાડી રે વન્દે–વન્દે,
ઉપનિષદ પુષ્પ વેણી શિરેમાત શોભતી.
મહાભાષ્ય અષ્ટાધ્યાઇ વાળી કર્ણ ઓપતી,
નથ નાકમાં નિરૂક્ત અંજન નિઘંટુવતી;
સદા સરસ્વતી તણુ મુખ પાન ચાવતી,
ગીતા ગાવા વિણુસ્મૃતિ તારી રે. વન્દે–વન્દે.

## ' ઉજવલ ભવિષ્ય. '

એક દીન એવો આવશે,
જ્યારે અમીઝરણો ઝરતાં પૃથ્વીનેય પલાળશે;
એક દીન એવો આવશે.
કાળકાળમાં પણ વીર એવા આર્યભૂમિમા પાકશે,
નિજવીર્યથી ભૂમિ ભક્તિથી આ સૃષ્ટિને ધ્રુજાવશે. એક.
રામ અર્જુન ભીષ્મ જેવા કર્ણ સંગ પ્રતાપને,
હમિરાજ યોગીરાજ ગુર્જરરાયનેજ ભુલાવશે. એક.
શિબિરાજ ભગિરથરાજ સમ પરમાર્થ જીવન ગાળશે;
મેવાડના ભઠ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક.
પરબ્રહ્મનિષ્ટ વશિષ્ઠ વિશ્વામિત્ર રૂષિના પાદને;
પ્રેમે નમી નિસ્વાર્થનેતા અર્યવર્ત ઉધારશે. એક.
આત્મબળ પામી બધા આ પુત્ર ભારત વર્ષના,
નિર્ભયતણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુછકારશે. એક.
આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દીવ્ય પ્રકાશશે,
દઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક.
આ દુઃખને ભુખના પડે પોકાર ચારે દેશથી,
ત્યાંથીય મંગળગીતનાં ધ્વનિમંદ મધુરાં ચાલશે. એક.
મરૂદેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારત વર્ષની,
ફળપુલથી લચી સુંદરી સમ એકલી અહાં મ્હાલશે. એક.
અહિંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,

પરદેશમાં જઈ રાજ્યના શુધ ધર્મને શિખડાવશે. એક.
પૂર્વે થયા નહોતા વળી સ્વપ્ને ન તર્કયા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક.

---

## ધર્મકી મહિમા.

છોડો ન તુમ ધરમકો ચાહે જાન તન સે નિકલે,
હો સત્ય બાત લેકીન, મીઠે વચન સે નિકલે
અગ્નિકા ધર્મ જબ તક, રહતા હૈ ઉસમે કાયમ,
હાથીકી કયા હૈ શક્તિ જો પાસસે ભી નિકલે.
ફિર અપના ધર્મ તજકર, જબ રાખ વહ હો જાવે;
ચિંટી નિધડક હો કર, ઉપરસે ઉસકે નિકલે.
હ ધર્મકી યહ મહિમા, યદિ ઉસકો ધારલો તુમ;
હોરે બબરકી માનિંદ, શક્તિ વદનસે નિકલે.
ડર ચલેગા વહ નર, દૂપા ગૂના હો મેં જો;
થે ઇશકે જો પ્યારે, વે સૂર્ય બનકે નિકલે.
યહ બાત સત્ય જાનો, મેરે કહેકો માનો;
જા કુછ હૃદયસે નિકલે, સચ્ચી લગન સે નિકલે.
ધનસે ધરમકો કરલો, નહિ તો યહ હોગા આખિર;
સિકંદર કે હાથ દોનોં, ખાલિ કફનસે નિકલે.

---

## હિંદોસ્તાં હમારા.

સારે જહાંમે અચ્છા, હિંદોસ્તાં હમારા;
હમ બુલબુલે હૈ ઇસ્કી, વહ ગુલીસ્તાં હમારા.
ગુરબતમેં હો અગર હમ. રહતા હૈ દિલવતનમેં;
સમજો વહી હૈ હમભી, દિલ હો જહાં હમારા.
પર્વતજા સબસે ઉંચા, હમસાયા આસમાકમ;
વહ સંતરી હમારા, વહ પાસબાં હમારા.
ગોદીમેં ખેલતી હૈ, જીસકે હજારો નદીયાં;
ગુલશન હૈ જીનકેં દમસેં રશ્કે જીના હમારા.
અય આવે રોદે ગંગા, વહ દિન યૈ યાદ તુઝકો;
ઉતરા તેરે કિનારે, જબ કારવા હમારા.
મજહબ નહિ શીખાતા, આપસ મેં બૈર રખના;
હિંદી હૈ હમ વતન હૈ, હિંદોસ્તાં હમારા.
યુનાનો મિશ્ર હોગા, સબ મીટ ગયે જહાંસે,
અબ તક મગર હૈ, બાકી નામો નિશાં હમારા.
કુછ બાત હૈકી હસ્તી, મિટતી નહિ હમારી;
સદિયોં રહા હૈ દુશ્મન, દોરે જમાં હમારા.
ઇકબાલ કોઇ મહરમ, અપનાં નહિ જહાંમે;
માલૂમ ક્યા કિસીકો, દર્દો નિહાં હમારા.

---



સ્વરાજ્ય એ મ્હારો જન્મ સિદ્ધ હક્ક છે
અને તે હું લેવાનો.

## કર્મ-યુગ !

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરનાં શીખ લો,
દેશપર અરુ જાતિ પર હંસ હંસ કે મરના શીખલો.
મારને કા નામ મતલો, પહેલે મરના શીખલો;
મીસ્લે આયર્લંડ હબકર, ફિર ઉભરના શીખલો.
પાર યદિ હોના તુમે, પરતંત્રતા દુઃખ સિંધુ સે;
તેરકરતો રક્ત સાગરસે, ઉતરનાં શીખલો.
ફિર જલા દોગે સકલ સંસાર કો ક્ષણુ માત્રમેં;
દેશ દુઃખકી આગમેં પર, પહેલે જલના શીખલો.
જેલયાત્રા કે લીયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણુ-જન્મસ્થાનમેં, નિર્ભય વિચરના શીખલો.
દેખના હૈ દશ્ય ભારત, વર્ષમેં યદિ સ્વર્ગકા;
દેશકા તો પ્રાનપનસે, દુઃખ હરના શીખલો.

---

## "આત્મિક બલ."

પિતા અધિકાર હૈ તુમકો, હમેગિરીસે ગિરાનેકા;
જલાશય મેં ડુબાને ઓર, પાવકમેં જલાનેકા.
તુમેં અધિકાર હૈ રાજન, કરાદો દેશનિષ્કાસન,
તથા બંદી બના ડાલો, હમેં ઉસ જેલખાનેકા.
હમેં ભી સોલહો આના, દીયા યહ સત્વ ઈશ્વરને;
પ્રતિજ્ઞા પાલનેમેં શાંતિસે, સબ દુઃખ ઉઠાવેગા.

તુમે અધિકાર હૈ હમને, દુઃખદ શૂલિ દિલા કાજે;
હમેં અધિકાર હૈ તિસપર, ન પીછે પગ હટાનેકા.
હમેં અસુરેંદ્ર ઇસ ભયસે, ન તુમ ભયભીત કર સકતે;
હૈ આત્મિક બલ ભરા હમમે, સફલતા મુખ્ય પાનેકા.
તુમારી હૈ દમનશૈલી, ઝરુર એક દિન દમન હોગી;
સમય ભી હે ઉપસ્થિત અબ દમનકારીકે આનેકા.
તુમારી ઇન દુરાજ્ઞાઓકે સન્મુખ શિર ઝુકાનેકા;
સહાયક હૈ સ્વયં ભગવાન જો રક્ષક હૈ જમાનેકા.

---

## ભારતીય રાષ્ટ્ર સંગીત.

અતીત ગૌરવવાહિનિ મમ વાણી,[1] ગાતું આજ હિન્દુસ્તાન !
મહાસભા ઉન્માહિનિ મમ વાણી, ગાતું આજ હિન્દુસ્તાન !
કર વિક્રમ વિભવ યશઃ સૌરભ પુરિત એહ નામ કેરૂ ગાન !
( સહુ મળીને ) બંગ બિહાર, અયોધ્યા, ઉત્કલ,
મદ્ર, મહા, ગુર્જરાષ્ટ્ર, નેપાલ, પંજાબ રાજપુતાન !
હિંદુ, પારસી, જૈન, ઇસાઇ, સિખ્ખ મુસલમાન !
ગાઓ સકલ કંઠે સકલ ભાવે “નમો હિંદુસ્તાન” !
હર હર હર જય હિંદુસ્તાન !
( પારસી ) દાવ હોરમઝદ હિંદુસ્તાન !
( મુસલમાન ઇલાહી અકબર હિંદુસ્તાન ! નમો હિંદુસ્તાન !

ભેદ રિપુનાશિનિ મમ વાણી! ગાતું આજ ઐકય ગાન!
મહાબલ વિદ્યાચિનિ મમ વાણી! ગાતું આજ ઐકય ગાન!
મેળવ દુઃખે સૌખ્યે સંખ્યે લક્ષ્મે કામ મનઃ પ્રાણ!
(સહુ મળીને) બંગ, બિહાર, અયોધ્યા, ઉત્કલ,
મદ્ર, મહા, ગુર્જરાષ્ટ્ર, નેપાલ, પંજાબ રાજપુતાન!
હિંદુ, પારસી, જૈન, ઇસાઇ, સિખ્ખ મુસલમાન!
ગાઓ શકલ કંઠે, સકલ ભાવે, "નમો હિન્દુસ્તાન!
હર હર હર જય હિન્દુસ્તાન!
(પારસી) દાવ હોરમઝદ હિંદુસ્તાન!
(મુસલમાન) ઇલાહિ અકબર હિંદુસ્તાન! નમો હિંદુસ્તાન

૩

સકલ જન ઉત્સાહિનિ મમ વાણી! ગાતું આજ નૂતન તાન!
મહાજાતિ સંગઠની મમ વાણી! ગાતું આજ નૂતન તાન!
ઉઠાવ્ય કર્મનિશાન! ધર્મ વિષાણુ બજાવ ચેતાવી પ્રાણ!
(સહુ મવીને) બંગ, બિહારં, અયોધ્યા, ઉત્કલ,
મદ્ર મહા—સૌરાષ્ટ્ર, નેપાલ,
પંજાબ રાજપુતાન!
હિંદુ, પારસી, જૈન, ઇસાઇ,
સિખ્ખ મુસલમાન!
આઓ સકલ કંઠે, સકલ ભાવે,
"નમો હિંદુસ્તાન"!

હર હર હર જય હિંદુસ્તાન !
(પારસી) દાવ હોરમઝદ હિંદુસ્તાન !
(મુસલમાન) ઈલાહિ અકબર હિંદુસ્તાન !
નમો હિંદુસ્તાન ?

---

## સ્વતંત્રતા.

સ્વતંત્રતા તે અતંત્રતા નહિ, આત્મ નિયંત્રિત એજ સ્વતંત્ર
ન્યાયમંત્રથી સ્વસ્થ વિકસતી જીવનસંસ્થા તેજ સ્વતંત્ર.
ધર્મબંધુના સ્નેહભાવથી ચક્રો સંગે ઘુમે સ્વતંત્ર;
રાજાપ્રજામાં એક કાર્યતા વિકસાવો, પ્રભુ, સાદા સ્વતંત્ર !

---

## રામ રેંટીઓ

હુંતો હરતીફરતી ફેરૂં રામ રેંટીઓ
મારાહરિહૈયામાંહેરૂં રામ રેંટીઓ
આરાતો બેચારછેને પાંખડીઓ દસવીશ
દશેઈંદ્રિયની દામણીબાંધી માળમાં જુગદીશ–હુંતો
દયારૂપી દામણીએ મેંતો તાણી બાંધી ટોચ
જીવ ઠરાવ્યો લાટમાંને હીડનાં ફાકે લોટ–હુંતો
તોરણીયા ને ત્રાક એતો ત્રિવેણીનો તાંતો
માળખડામાં માળ ફરે છે કળજાણીને કાંત્યો–હુંતો
રેંટીઓ ઘરઘર ઘુમે મેંતોમુકી છાંડયો

પાશેરામાં પહેલી પુણી હમણાં મેં તો માંડયો—હું તો
રેંટીઆમાં રંગ ઘણોને ભેદુ હોય તે જાણે
પાપતો પ્રલય થશેને પ્રેમેમહારસ માણે—હું તો
રાંમે આપ્યો રેંટીઓ તે ભાગશે કોઈ વારે
રાજેના સ્વામી અંતરજામી નવો આપશે ત્યારે—હુંતો

---

## વીરની વિદાય.

મ્હારા કેશરભીના કંથહો સીધાવોજી રણવાટ
આભઘુજે ધરણી ધમધમેરાજ ઘેરા ઘોર શંખનાદ
દુંદુંભી બોલે મહારાજહો સામંતના જયવાદ—મ્હારા
આંગણુ રણુધ્વજ રોપીઓહો કુંજરડોલે દ્વાર
બંધુજનોની બીરદાવલી હાં ગાજે ગઢ મોઝાર—મ્હારા
પુર પડે દેશ ડુલતા હો ડગમગતી મ્હોલાત
કીર્તી કેરી કારમી રાજા એક અખંડીત ભાત—મ્હારા
નાથ ન્હડો રણુઘોડલેરે હું ઘેર રહી ગૂંથીશ
બખ્તરમજ નીસાંકળીહો ભર રણમાં પાઠવીશ—મ્હારા
સંગ લેશોતો સાજ સજુહો માથે ધરૂં રણુ મ્હોડ
ખડ્ગને માંડવ ખેલવાં મ્હારે રણુલીલાના કોડ—મ્હારા
આવતાં ઝાલીશ બાણુ નેહો ઢાલેવાળીશ ઘાવ
ઢાલ ફુટે મારા ઉરમાં રાજ ઝીલીશ દુશ્મનદાવ—મ્હારા
એક વાટ રણુવાસનીરે બીજી સિંહાસનવાટ

ત્રીજી વાર શોણિતની સરિતેહો શૂરના સ્નાનનો ઘાટ-મ્હારા
જયકલગીએ વળજો પ્રીતમ ભીંજશું ફાગે ચીર
નહિતો વીરને આશ્રમ મળશું હો સુરગંગાને તીર-મ્હારા
રાજ મૂગટ રણ રાજવીહો રણ ઘેલા રણ ધીર
અધીરો ઘોડીલો થનગને નાથ વાધો રણે મહાવીર-મ્હારા

---

## ભારતી સ્ત્રી-ગીત.

ગરબે રમવા સાહેલી સાંચરોરે લોલ
ભારતી મંદિર ચારૂ ચોક પ્રીતિથી ફરોરે લોલ
આવો બ્હેની ગીત રંગ રેલીએરે લોલ
શરદ પુનમ રજની ખીલી અનિલ સુરભ મલકાય
ચંદા મુખ નંદન શીળી સ્મિતિ લહરી લલકાય
રમે રમા શારદા સોહામણીરે લોલ
કુંકુમે જ્યાં શારદા પૂરેલ છે શોભા ઘણીરે લોલ
આવો બ્હેની આજ રાસ ખેલીએરે લોલ
મીઠાં ઝરણ ઝરીરહ્યાં મધૂરૂં મધૂરૂં સુર ગાન
કોકિલ બુલબુલ રસભર્યાં દ્રવે અનુપમ તાન
દેશવાડી નવ પલ્લવે ભરીરે લોલ
આવો બ્હેની જનની ગાન ગાઇએરે લોલ-ગરબે
ભાગીરથી ગોદાવરી બ્રહ્મપુત્ર શુભતીર
રમે સિંધુ કાવેરી જ્યાં રમ્ય નર્મદા તીર

ગુર્જરી બંગ સુંદરી મળીરે લોલ
કાશ્મીરી દ્રાવીડી મહારાષ્ટ્રી રજપુતાણીઓરે લોલ
આવો બ્હેની, ઐકયતાન ગાઇએરે લોલ—ગરબે

હિમાલય શિરસમ ઉંચી નિર્મલ એમ ન આશ
ભિન્ન અતિરીતિ તદપિ રહો એક ઉર અમવાસ
લાવો લાવો હૃદય પાત્રમાં ધરીરે લોલ
મંગળ પ્રીતે અર્ધ્ય ભક્તિ આત્મ સુવાસે ભરીરે લોલ
આવો બ્હેની માતૃ ભૂમિ પૂજીએરે લોલ—ગરબે

---

## વિનય મંદીર

જેમ દબાણો દુઃખો આવે, ત્યમ અંતર બળ દ્દઢ જામે;
શું હટશે ? શું હઠશે ? ભારત તનુજો શું હઠશે !
રાંક જણાતા ભડભીમ બનશે, હૃદયદેવ એ સાક્ષી પુરે;
પત્થરને પણ ચીરી નાખશે, ભારત તનુજો નહિ હઠશે.

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥



ઘેરાયા ચોપાસ બંધાયા, શત્રુ થકી વિંટાયા !
બાહ્ય ને અંતરથી રૂંધાયા, ભલે બધે લપટાયા !
ત્યારે તો બમણા ખીલો ! સમરમાં ઝાઝા ઝુઝો !
ત્યારે તો તેમાં મીલો ! ત્યારે તો બમણા ખીલો !

अक्रोधेन जयेत् क्रोधम् असाधुं साधुना जयेत् ।
जयेत् कदर्यं दानेन जयेत् सत्येन चानृतम्

---

## ૧ એ કોણ.

એ કોણ છે જે જાગ્યો ? જેણે સહુને જગાડયાં
એ કોણ છે જે છુટો ! જેણે સહુને છોડાવ્યાં
જે તરી શકે ને તારે
જે જીવી શકે ને જીવાડે
એ કોણ છે જે એવો ? જેણે સહુને જીવાડયાં
જે હસી શકે ને હસાવે.
જે નમી શકે ને નમાવે.
એ કોણ છે જે એવો ? જેણે સહુને નમાવ્યાં ?
જે સાધી શકે ને સધાવે
જે જીતી શકે ને જીતાડે
એ કોણ છે જે એવો ? જેણે સહુને જીતાડયાં
એ કોણ છે જે જાગ્યો ? જેણે સહુને જગાડયાં

---

## ૨ એ અવતારી

એ અવતારી ગાંધીજી સાચે સહુને જગાડે
એ નિર્ભય મૂર્તી ગાંધી—સાચે સહુને છોડાવે.
એ તરી શકે ભવ સાગર
એ જીતી શોભાવે જીવતર

એ સાધુ જીવન ગાંધી—સાચે સહુને છોડાવે.
એ હસે પ્રભૂતા પુરે,
એ નમે નમતાઇ નૂરે,
એ ધર્મ ધુરંધર ગાંધી—સાચે સંહુને નમાવે.
એ સાધે સાચા સાધનને,
એ જીતે તન મન ધનને,
એ શીલવંતા શ્રી ગાંધી—સાચે સહુને જીતાડે
એ અવતારી ગાંધીજી સાચે સહુને જીતાડે

---

## ૩ અસહકારની હાકલ.

સહુચલોચલો, ભારત સંતાનો ! દેવ દુદંભી ગાજે !
દેશયજ્ઞ બલીકાજ ધસો પળછે અણુમૂલી આજે.
નવયુગ આજ મંડાયો, અમહિંદ આજ સંધાયો,
ધ્વજ વિજયતણો ફરકાવો ! હર્ષાશ્રુ ગંગ વહાવો !
એપૂણ્ય ગંગ પુનિત ઉદકમાં જશે તણાયાં પાપો;
દઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિંદ અમારો !
વિનતિ કરી કરીને થાકયા, વ્યાખ્યાને મંડપ ગાજ્યા;
મહાસભા ભરીને કંટાળ્યા, બહુ પંચોથી પરવાર્યા
ઢંઢેરા લાંબા સુણ્યા, કંઇશબ્દ છટાએ મોહ્યા;
ગર્જ્યાંપણનાકદીવરસ્યા, બહુવરસે પારજ સૂપામ્યા.
હવે હિંદ સ્વાવલંબન પર છે મુસ્તાકહિમાલય જેવું

૬૯ પ્રતિજ્ઞ થઇ કર્તવ્યરણાંગણુ આપબળે ઝુઝનારૂ.
પૂર્વેનાં પાપો ધોશું, કુરબાની કરી સોહીશું
સહુહિંદિમળી જીતીશું સહુ હિંદિ સાથ મરીશું
હવે ભેદ નીતિના ભોગ થઈશું નહિ નહિ કો કાળે
મરશું બંધુના હાથે પણ ના ત્રાહીત દોર જમાવે
અહ પૂનિત સંગમ આજે ત્રિવેણી પુણ્ય પ્રભાતે
સહુ वंदेमातरम् બોલો अल्लाहुअकबर બોલો
सत् श्री अकाल બોલો જય ત્રિભુવન માંહિ ગજાવો
છે જાનમાલ કુરબાન અમારાં હિંદ માતને ચરણે
બસ કહેવું નથી કરવાનું હાવે બંધન મુકત થવાને
નવયુવાન બંધુ ચાલો નિમંત્રણ માત સ્વીકારો
શયતાની મોહબત તોડો બસગુલામી શિક્ષણ છોડો
ભીરૂતાને મોહજ ટાળો દળરાષ્ટ્ર તણુંજ બઢાવો
રે ભાવિના સરદારો નાના રે મુખ છુપાવે
હા આર્તનાદથી માત પુકારે દીન ઇમાન વિચારો
ચઢો રણે સૌધર્મ યુદ્ધમાં હિંદ હવે ઉદ્ધારો
પંજાબ ખિલાફત દુઃખો ઘર ઘરનાં આર્ત પુકારો
શે ભૂલીએ કારી જખમો, વીણવા કેવી ત્યાં શબો
બંધુની રઝળી લાસો હજી મ્હાલે અહિં શયતાનો
રે દુઃશાસન દુષ્કૃત્યો દ્રૌપદીના ખેંચ્યાં વસ્ત્રો
ધોળે દી અત્યાચારો શું ભુલશે પાંડવ વીરો

ઓ ભીમ ગર્જે બલવીર્ય થકી નિરાંતે કયમ બેસાય
શું દુઃશાસન લ્હેર કરે પાંચાલી છુટા કેશે
રે સર્પ સમાન ચલાવ્યા બાંધી બાંધી ફટકાવ્યા
ધગતા અંગાર જલાવ્યા બંદિખાના ઉભરાવ્યા
તરી પારક છેને કીધા ચોરોએ શાહુ દંડળ
તોયે શું ન્યાયે મોહ્યાં શું સ્વાદ પુરાના ચાખ્યા
રે ભાગ ભરો કયમ પાપે શયતાન તણા સહકારે
જીવતા પણ મુઆ ભુંડા કાંનહિ કરવાં કેસરીઆં
ઓ બુદ્ધિમાન ધારા શાસ્ત્રી મુસદ્દી પંડિત જાગો
કંઇ સમય વિચારો સાર્થ કરો શકિત તમ સંધિ સાધો
વાણિજ્ય શૂરસંતાનો ઓ સાહસિક શ્રીમાનો
ધન રાશિયરો ખડકો ભામાશા સ્થળ સ્થળ પ્રગટો
છો લક્ષ્મી પતિના દાસબનો ગઇ પ્રાપ્ત ફરીથી કરશો
પણ દુર્લભ કેસરી પ્રતાપ જાતાં જુગ જુગ રોતા રહેશો
ઓ શૂર વીર સંતાનો ભદવીર ભલા ખેડુતો
શ્રમ જીવી બંધુ બ્હેનો બાંધી દો સેતુ બંધો
દુઃખ સાગર ઉતરી ચાલો રે માત સીતા છોડાવો
રઘુ વીર કરે ટંકાર સજીસામગ્રી સર્વે ચાલો
ના સિદ્ધિ સાધનમાં પણ સત્વે રાવણને રગદોળો
નિજધર્મ સહુ વિચારો વ્રત ઐક્ય સ્વદેશી સાધો
રે અધમ દ્વેષ ફીટકારો દીલ રાખો પ્રેમ પુવારો
બસ વિજય વિજયી છે દૈવી યુદ્ધ સચ્ચા છે શાંતિનાં શસ્ત્રો
છે અભયદાન આત્માર્પણ એ જગસંજીવનના મંત્રો

## ૪ એજ દિવસ

જગના સહુ દેશે ગાજે, પ્રભુ, તુજ આમંત્રણુનોજ અવાજ,
ને તુજ પદતીર્થે આવીને રચે માનવી સ્વજન સ્વરાજ્ય.
એજ દિવસ આવ્યો છે આજ !
પણ ક્યાં છે હજી હિંદ સમાજ ?
શું હજી રહે એ દીન દબાયલ ? હતો અગ્ર તે પડે પછાત ?
સ્વધર્મ ટેક ધરીને એને પ્રગત થવા દો સર્વે સાથ !
પ્રબલ પ્રભુ. તુજ જય સંદેશે જગાવ ! સદૈવ જાગ્રત નાથ !
નિજ દુઃખોને નવ ગણુકારે તે જ જતા મૃત્યુવન પાર;
ભય સંભ્રમ સંકોચ પિંજરાં તોડી ઉભા શૂર સત્યાચાર્ય.
એજ દિવસ આવ્યો છે આજ !
પણ કયાં છે હજી હિંદ સમાજ ?
આળસ સંકોચે અચેતન બાહુ ધરત ક્ષણિક દિન રાત્ર;
હર્ષ હોત જીવનપ્રાણુ ચેતને જગાવ. સદૈવ જાગ્રત નાથ !
નવીન યુગનો ઉગ્યો ઝળહળી પ્રભાતનો એ પ્રકટ રવીંદ્ર;
યાત્રાળુ આવ્યાં, જોને, પ્રભુ ! તુજ મંદિરમહિ પવિત્ર.
એજ દિવસ આવ્યો છે અજ !
પણ કયાં છે હજી હિંદ સમાજ ?
અવગણુ મા ધૂલી ધૂસરપંગુને પ્રભુતા પદથી ભ્રષ્ટ અનાથ !
શરમ હરી તુજ મનુમન્દિરે દે સ્થાપી સદૈવ જાગ્રત નાથ !
જગના ધોરી માર્ગે મેદિની; તુજ રથ ચક્રરવે પદછન્દ;

ગાજે ગગન પન્થી જનના લલિત ગીતસુ રે !—સાનંદ
એજ દિવસ આવ્યો છે આજ ?
પણ કયાં છે હજી હિંદ સમાજ ?
આશા નિર્બળ, હૃદય મૌન, જયાં બન્ધ જુગજર્જ રિત ગૃહધાર,
મૂક જ હિન્દ પ્રજાને કર વાચાલ તું, સદૈવ જાગ્રત નાથ.
મહા પ્રજાઓ હૃદય સ્નાયુની ગ્રંથિમાં તુંજ બલ ધરનાર !
અભય જપે કંઈ કંઇ ધુમે એ જીવનને સાર્થક કરનાર !
એજ દિવસ આવ્યો જે આજ ?
પણ કયાં છે હજી હિંદ સમાજ ?
એનાં આત્મ સંશય નિરાશા તોડી દે તું, પ્રભુ દયાળ ?
નિજ પડછાયાના ભૂત ભયથી બચાવ સદૈવ જાગ્રત નાથ ?

---

## ૫ સ્વરાજ્ય-નાદ,

જય જય હિંદ અમારો દેશ સ્વીકારો એજ જીવન આ દેશ !
પ્રાણ મંત્ર એ, વેદ સૂત્ર એ: દેવ તણો સંદેશ,
ગેબી ઘોષથી ગગન ગજાવો જય સ્વદેશ—જય જય૦
નમન અમ ભારત ચરણે આજ અમારૂ.પુણ્યવંતુ એ સ્વરાજ્ય !
હૃદયતંતુ ગુંથી આત્મ વીણાનાં ગાન સુણાવો આજ !
લલિત કંઠથી મુગ્ધ મંત્ર એ લ્યો સ્વરાજ્ય સ્વરાજ્ય—જય જય૦

---

## ૬ રાષ્ટ્રિયપ્રભુ પ્રાર્થના.

જન ગણુ મન અધિ નાયક જય હે ભારત ભાગ્ય વિધાતા.
જય હે જય હે જય હે જય જય જય હે,
પંજાબ સિંધુ ગુજરાત મરાઠા;
દ્રાવિડ ઉત્કલ બંગ,
વિંધ્ય હિમાચલ યમુના ગંગા,
ઉચ્છલ જલધિ તરંગ.
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જય ગાથા.
જન ગણુ મંગલ દાયક
જય હે ભારત ભાગ્ય વિધાતા-જય હે,
અહરહ તવ આહ્વાન પ્રચારિ,
શુનિ તવ ઉદાર વાણી
હિંદુ બૌદ્ધ શિખ જૈન પારસીક
મુસલમાન ક્રિસ્તાની,
પૂરવ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાસે,
પ્રેમ હાર હય ગાથા.
જન ગણુ ઐક્ય વિધાયક જય હે,
ભારત ભાગ્ય વિધાતા-જય હે.
પતન અભ્યુદય બંધુર પંથા
યુગ યુગ ધાવિત પામી,

તુમિ ચિર સારથી તવ રથ ચક્રે.
મુખરિત પથ દિન રાત્રી,
દારૂણ વિપ્લવ માઝે, તવ શંખ ધ્વનિ વાજે,
સંકટ દુઃખ માતા.
જન ગણપથ પરિચાયક જય હે
ભારત ભાગ્ય વિધાતા—જય હે.
ઘોર તિમિર ઘન નિબિડ નિશીથે
પીડિત મૂર્ચ્છિત દેશે,
જાગૃત છિલ તવ અવિચળ મંગલ
નત નયને અનિમેષે,
દુઃસ્વપ્ને આ તકે રક્ષા કરીલે અંકે,
સ્નેહમયી તુમિ માતા.
જન ગણ દુઃખ નાયક જય હે,
ભારત ભાગ્ય વિધાતા—જય હે
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છવિ
શુનિ તવ ઉદાર વાણી,
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ
નવ જીવન રસ ઢાળે,
તવ કરૂણારૂણ રાગે નિદ્રિત ભારત જાગે,
તવ ચરણે નત નાથા.
જય જય જય હે રાજ રાજેશ્વર
ભારત ભાગ્ય વિધાતા—જય હે.

## ૭ સ્વતંત્રતાનું સ્વર્ગ.

અહા ? જ્યાં અભય ભર્યાં મન ખીલે,
અને જ્યાં ઉર્ધ્વ જ્યોત શિર ઝીલે,
અહ ! જ્યાં જન કુટુંબ વિહરે,
અને જ્યાં સત્ય મોતી મુખ સરે;
પિતા એ સ્વતંત્રતાને સ્વર્ગ
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ !
અહા ! જ્યાં પુરૂષોદય સહુ પુરે,
અને જ્યાં વિવેકસર નિર્ઝરે,
અહા ! જ્યાં મન તુંમય વિચરે,
વિચારો વિશાળ વર્તન ધરે,
પિતા એ સ્વતંત્રતાને સ્વર્ગ
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ !

લલિત.

---

## ૮ જો મરણ એ જીંદગીની

જો મરણ એ જીંદગીની, છે અરે છેલ્લી દશા;
તો પરાર્થે અર્પવામાં, આ જીવનના મોહશા.
ખીલી કળી કરમાય છે, પુષ્પો મુકે પણ વાસના;
અમર નરતો તે ખરા જે, અમર કરતા વાસના.
મારા તમે પરમાત્મા, હું છું તમારો આત્મા;
પરમાત્મને શરણે જતાં, કૃત્ય કૃત્ય થાતો આત્મા.

## ૯ સરફરોશી કી તમન્ના–

સરફરોશી કી તમન્ના અબ હમારે દીલ મેં હૈ
દેખના હૈ જોર કિતના બાજુએ કાતિલ મેં હૈ
રહેરવે રાહે–મહબ્બત રહે ન જાના રાહ મેં
લઝ્ઝતે સહેરાનવર્દી દૂર યે મંઝિલ મેં હૈ
આજ ફિર મકતલ મેં. કાતિલ કહે રહા હૈ બારહાર
કયા તમન્ના–એ શહાદત ભી કિસી કે દિલ્ મેં હૈ ?
અય શહીદે મુલ્ક–ઓ–મિલ્લત ! મૈં તેરે ઉપર નિસાર
અબ તેરી હિમ્મત કા ચરચા ગૈર કી મૈફિલ્ મેં હે !
વકત આને દે બતા દેંગે તુઝે અય આસમાં !
હુથ અભી સે કયા બતા દેં કયા હમારે દિલ્ મેં હૈ ?
અબ ન પહેલ વલવલે હૈ વૌર ન અરમાંનોંકી ભીડ
સિર્ફ મિટજાનેકી એક હસરત દિલે–બિસમિલ મેં હૈ

---

## ૧૦ ભારત માતાને.

અયિ ભુવન–મન મોહિની !
નિર્મલ સૂર્ય કરોજ્જ્વલ ધારિણી જનક જનની જનની–અયિ૦
નીલ સિંધુ જલ ધૌત ચરણ તલ
　　　　　　અનિલ વિકમ્પિત શ્યામલ અંચલ
　અંબર–ચુંબિત લાલ હિમાચલ
　　　　　　　　શુભ્ર તુષાર કિરીટિની=અયિ૦

પ્રથમ પ્રભાત ઉદિત તવ ગગને
પ્રથમ સામરવ તવ તપોવને
પ્રથમ પ્રચારિત તવ વન ભવને
જ્ઞાન ધર્મ કત કાવ્ય કાહિની—અયિ૦
ચિર કલ્યાણમયી તુમિ ધન્ય
દેશ વિદેશે વિતરિ છ અન્ન;
જાહ્નવી જમુનઃ વિગલિત કરૂણા
પૂજ્ય પીયૂષ સ્તન્ય ધારિણી—અયિ૦

---

## ૧૧ વંદુમાતને!

સુજલ સુફલ હિમ ગિરિ પવને!
ધન્ય લીલોતરી સોહિત તુજને! વંદુ માતને!
ચાંદની ચળકે, જામની પલકે,
ફુલડાં ઉઘડતાં, દ્રુમદલ લળકે,
હસિત વદન, લસિત વચન!
સુખદ વરદ મા તને! વંદુ માતને!
સાત કોટિકંઠ ઘનગર્જન ગાજે,
કોણ કહે મા તુજને અબલે?
બહુ બલ ધરતી, આત્મ ઉદ્ધરતી,
દુશ્મનનાં દળ માવડી ફેડતી! વંદુ મા તને?

તુંહિ વિદ્યા, તુંહિ ધર્મ ?
તુંહિ હિરદા, તુંહિ મર્મ ! પ્રાણુ તુંહિશરીરે ?
ભુજાએ હે મા ! તું શક્તિ !
હૃદયે હે મા ! તું ભક્તિ !
તારીજ સ્થાપવી મા મૂર્તિ હૃદયે, મંદિરે મંદિરે !
તું દુર્ગા દશ શસ્ત્રો ધરતી !
તું કમળા અમ, કમળે વસતી !
સરસ્વતી વિદ્યાને દેતી નમીએ મા તુજને !
નમીએ નમીએ કમલે અમલે !
સુજલ સુફલ અતુલ મા તુજને ! વંદુ મા તને !
જય જય જય જય શ્યામલ સરલે !
ધરણી. તરણી, હસિત ભૂષિતે ! વંદુ મા તને !

બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય.

---

## ૧૨ ભારતની આરતી.

જય જય માતૃભૂમિ. મા જય જય માતૃભૂમિ !
ગુણુતારા નિત્ય ગાઈ (૨), નમીએ ચરણ ચુમી
જય જય માતૃભૂમિ ! ટેક
તુજ કિરીટ સ્વરૂપ નંદન વનરાજે, મા નંદન
ભાલપ્રદેશે તારા (૨), શીખ પ્રજા છાજે-જય જય માતૃભૂમિ!

ક્ષમી વીરનો વાસ ઉર ક્ષેત્રે, મા વિશાળ૦
સદૈવ તારા કાજે (૨) પડતા રણ ક્ષેત્રે—જય જય માતૃભૂમિ!
તુજ કેશા વલીરૂપ, હિમગીરી શોભે, મા હિમગીરી૦
વિશ્વે અતિ વખણાઇ (૨) જગનાં મન લોભે—જયજય માતૃભૂમિ
બેલડીએ તુજ માત સિંધ બંગ તપતાં, મા સિંધ૦
સાહિત્યે વિજ્ઞાને (૨) સહુ પહેલા ધપતાં જય, જય, માતૃ૦
કચ્છ ગુજરાત સુરાષ્ટ્રસત્ત્વરૂપતારાં મા સત્ત્વ૦
ઉદ્યોગે વ્યાપારે (૨) સૌહ્રદ્ય સારાં—જય જય માતૃભૂમિ!
મહારાષ્ટ્ર મદ્રાસ દ્વંદ્વ ઉદય ગામી મા દ્વંદ્વ૦
પ્રબળ શ્રેષ્ટ બુદ્ધિ યુત (૨) સ્થંભ જોડ જામી—જય જય માતૃભૂમિ
હૈયે હારસ્વરૂપ ગંગા ને યમુના, મા ગંગા૦
કટિ આભૂષણ જેવા (૨) આબુ વિંધ્ય ભલા-જય જય માતૃભૂમિ!
અમાપ અર્ણવનીર તુજ ચરણો ધોતાં મા, તુજ૦
શુભ શિર છત્ર સ્વરૂપે (૨) ગિરિરાજે સ્હોતા—જય જય માતૃભૂમિ!
સુજલા સુફલા માત સુધર્મની ધાત્રી, મા સુધર્મની૦
હજીએ તું એની. એ (૨) જગને છે ખાત્રી—જય જય માતૃભૂમિ!
અહીં પ્રતિજ્ઞા આજ તુજ મુક્તિ માટે, મા તુજ૦
સ્વરાજ્ય યુદ્ધે ચડશું (૨) સહુ શિરને સાટે જય જય માતૃભૂમિ!

ભારતપુત્ર.

સમાપ્ત

## રાષ્ટ્રીય શિક્ષણ.

એવું હોવું જોઈએ કે દરેક જીવાત્મા, તેની શક્તિઓ ને શક્યતાઓ વિકસે, એવું તેનું ધ્યેય વ્યક્તિગત કેળવણી માટે હોય, અને રાષ્ટ્ર-આત્મા ને તેનો ધર્મ રક્ષાય પોષાય, ને સમૃદ્ધ થાય એ પ્રથમ લક્ષ્ય રાખી પ્રાણ પ્રગતિમય મન ને માનવ જાતિના વિરાટ આત્માની શક્તિઓ એ બન્નેને સાધે, એવું તેનું ધ્યેય **રાષ્ટ્રીય કેળવણી** વિષે હોય. તે ઉપરાત મનુષ્યનું જે ઉચ્ચતમ લક્ષ્ય છે, તે આધ્યાત્મિક જીવન જગાડવા ને વિકસાવવા તે કદી ચુકશે નહિ.

અરવિંદ ઘોષ.